સ્વ. ભાઈ હીરજી ટોપણ સ્મારક નિબંધ માળા, નં. ૩.

હાલમાં અપાતી કેળવણીની ખુબીઓ, અને ખામીઓ, અને તેની હિંદુ સમાજ ઉપર થતી અસર, તેમાં સમયાનુસાર કેવા ફેરફારની જરૂર છે.

એટલે

# આધુનિક કેળવણી.

લેખક
હરગોવિન્દ કાનજી ભટ્ટ.

પ્રકાશક
ભાટિયા મિત્રમંડળ તરફથી
દામોદર સુંદરદાસ ધારમશી,
અને
નારાણજી દયાળ,
સુખડવાળા બિલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબાઈ નં. ૧.

કીંમત રૂ. ૦-૪-૦
પોસ્ટેજ જુદું.

# કેટલાક અગત આંકડાઓ.

૧ " આખા દેશમાં ૫ ગામે ૧ સ્કૂલ પ્રમાણ આવે છે. તેમજ આખા
" દેશમાં ૪ છોકરે ૧ છોકરો નિશ શકે છે."

૨ " આખા દેશમાં હજારે વાંચી લખ ના ૫૯ માણસ છે."

૩ " જાતિ પરત્વે જોઇએ તો ૧,૦૦૦ ૧૦૮ અને ૧,૦૦૦ સ્ત્રીઓમ ૧૦
" વાંચી લખી શકે છે."

૪ " સુશિક્ષિત કહેવાતા ભારતવાસીઓ ણ સેંકડે માત્ર ૧ ટકોજ આવે છે.
" અન્ય દેશોને મુકાબલે આ પ્રમ સ્પદ ગણી શકાય તેવું છે."

૫ " આખા દેશમાં ભણતા વિદ્યાર્થી ણ કુલ વસ્તીના ટકા પ્રમાણે ૨·૭
" ટકા આવે છે."

૬ " સેંકડે ભાગ્યે દશ છોકરાઓ િ ક્ષણ નિરોગી રહીને પુરૂં કરે છે."

૭ " આપણી અંગ્રેજી શાળામાં દા શ વિદ્યાર્થીઓમાંથી એકજ કૉલેજમાં
" જઈ શકે છે."

૮ " કૉલેજમાં દાખલ થતા દર ત્રણ માંથી એકનેજ ડીગ્રી ( Deg ee )
" મળે છે."

૯ " દર હજાર હિંદુઓમાં એક વર્ષ ટર, બે કેળવણીના કામમાં શે કાયલા
" અને બે કળા વિજ્ઞાન વિગેરેના વક હોય છે. મુસલમાનોમાં પણ
" વકીલ અને ડૉકટરોનું પ્રમાણ છે."

૧૦ " આખા દેશમાં ૭૦ ટકા ખેડુતે ીનું કામ કરનારા રહે છે. માંનો
" મોટો ભાગ નિરક્ષર છે."

૧૧ " બ્રિટીશ હિંદુસ્તાનની ૨૬ કરો પ્રમાણમાં લગભગ ૨,૨૦૦ મા ણસે,
" તથા દર દશ ચોરસ માઇલે ાળની સરેરાશ આવે છે. તેમજ
" સરેરાશ ૪૫ ગામડાએ એક જણાય છે.

૧૨ " ઉંચી કેળવણી માટે આખા દે કૉલેજો છે.—જેમાંની માત્ર ૧૫ જ
ણા ઇલાકામાં છે. સિવા ાં ૫૬, મદ્રાસમાં ૪૯, અને સ યુક્ત
" પ્રાંતમાં ૪૪ કૉલેજો છે.—અને માં ૧,૩૦૦ હાઈસ્કૂલો તથા ૧૨ ,૭૦૦
" શાળાઓ છે."

૧૩ " પ્રાથમિક કેળવણી માટે દર યુનાઇટેડ સ્ટેટ્સમાં રૂ. ૧૨-૦-૦,
" ઈંગ્લાંડ તથા વેલ્સમાં રૂ. ૭-૯ દમાં રૂ. ૦–૧–૯ ખર્ચ થાય છે.

૧૪ " ગુજરાતમાં દર હજાર માણસે ર છે. તેમજ દર હજાર સ્ત્રીએ ૭૪
" સ્ત્રીઓ નિરક્ષર છે."

૧૫ " મુંબઈ ઇલાકાની ૨ કરોડ ી વસ્તીમાં ૧,૫૩,૦૯૦ કન્યાઓ
" કેળવણી લે છે; અને તેમાં જવા યોગ્ય તો સેંકડે ૭–૮
" જેટલો ભાગજ છે."

૧૬ " મુંબઈ ઇલાકામાં કુલ ૪૪૯ ાઓમાં સરકારી શાળાઓ ર
" આ શાળાઓની ૩૯૩ માઇલે ની સરેરાશ આવે છે."

ભાઇ હીરજી ટોપણ સ્મારક નિબંધ માળા, પુ. ૩ જું.

હાલમાં અપાતી કેળવણીની ખુબીઓ, અને ખામીઓ,
અને તેની હિંદુ સમાજ ઉપર થતી અસર, તેમાં
સમયાનુસાર કેવા ફેરફારની જરૂર છે.

એટલે

# આધુનિક કેળવણી.

લેખક
હરગોવિન્દ કાનજી ભટ્ટ,
૯૩--૯૫-૯૭ વિઠ્ઠલવાડી,
મુંબાઈ, નં. ૨.

---

પ્રકાશક
ભાટિયા મિત્રમંડળ તરફથી,
દામોદર સુંદરદાસ,
અને
નારાણજી દયાળ,
સુખડવાળા બિલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબાઈ, નં. ૧.

---

૯૧૬-૧૭. પ્રથમાવૃત્તિ, પ્રત ૧,૦૦૦.

કીંમત રૂ. ૦—૪—૦, પોસ્ટેજ જૂદું.

# ઉપોદ્ઘાત.



ભાટિયા મિત્રમંડળના એક અગ્રેસર અને મંડળનો પાયો નાખનારામાંના એક **ભાઈ હીરજી ટોપણ** સંવત્ ૧૯૬૬ ની સાલમાં સ્વર્ગવાસી થતાં તેમના મિત્રો ને વખાણનારાઓએ તેમના સ્મારક માટે એક ફંડ ઉભું કર્યું હતું; તે ફંડમાંથી દર વરસે જાહેર હરિફાઇથી એક ઇનામી નિબંધ લખાવવા અને છપાવવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. તે અનુસાર આ નિબંધમાળાના નિબંધ ત્રીજા માટે જાહેર ખબર આપવામાં આવી હતી, અને જે લેખો આવ્યા હતા, તેમાં રા. રા. હરગોવિન્દ કાનજી ભટ્ટનો નિબંધ કમિટીએ ઉત્તમ તરીકે જાહેર કર્યો અને તેથી મજકુર લેખકને તેના ઇનામના રૂા. ૫૦) મિત્રમંડળના ગત વાર્ષિક મેળાવડા વખતે આપવામાં આવ્યા હતા, અને આ નિબંધ સ્મારક ફંડમાં નાણાં ભરનારાઓની કમિટીના ઠરાવાનુસાર છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ઉક્ત સ્મારક ફંડમાં નાણાં ભરનારાઓની કમિટી તરફથી એ ફંડની વ્યવસ્થા માટે નીચેના નિયમો ઠરાવેલા છે:—

(क) આ ફંડનું નામ સ્વર્ગવાસી 'ભાઇ હીરજી ટોપણ સ્મારક ફંડ' રાખવું.

(ख) આ ફંડની નીચે લખ્યા પ્રમાણે વ્યવસ્થા કરવા માટે, ભાટિયા મિત્રમંડળની વ્યવસ્થાપક મંડળીને આ ફંડના મંત્રીઓએ સોંપી આપવું.

(ग) પેટા કલમ (ખ) માં જણાવ્યાં પ્રમાણે ભાટીયા મિત્રમંડળની વ્યવસ્થાપક મંડળીને સોંપ્યા પછી ત્રણ માસની અંદર ભા. મિ. મંડળની વ્યવસ્થાપક મંડળી યોગ્ય લાગે એવા ચાર ગૃહસ્થોની કાયમની સબકમિટીની ભા. મિ. મં. વ્યવસ્થાપક મંડળી નેમણુક કરે.

(घ) આ ફંડની આવી રીતે સોંપાયલી રકમ ભા. મિત્ર મંડળની વ્યવસ્થાપક મંડળી મુકરર કરે એવા બે ગ્રહસ્થોના નામે સધર જામીનગીરીમાં અથવા સારી આંટવાળી બેંકમાં વ્યાજે મુકવી. કેવી જામીનગીરીમાં રોકવી અથવા કઇ કઇ બેંકમાં આ રકમ મુકવી તે ભા. મિ. મંડળની વ્યવસ્થાપક મંડળીએ મુકરર કરવું.

(ङ) દર વરસે આષાડ અથવા શ્રાવણ માસમાં સબકમિટી નક્કી કરે તેવા વિષય ઉપર હીંદુ લેખકો પાસે જાહેર હરીફાઇથી નિબંધ માંગવા.

(च) આવી રીતે આવેલા નિબંધોમાંથી સબકમિટી જે નિબંધ સર્વોત્તમ ઠરાવે, તેના લેખકને રૂ. ૫૦) નું ઇનામ ભાટિયા મિત્રમંડળના વાર્ષિક મેલાવડા સમયે આપવું.

(छ) જે લેખને ઇનામ મળ્યું હોય, તેવા નિબંધોને માટે 'સ્વર્ગવાસી ભાઈ હીરજી ટોપણ સ્મારક ફંડ નિબંધમાળા' નું નામ આપી, તેની ઓછામાં ઓછી પાંચસો નકલો છપાવવી; અને તે પાછળ રૂ. ૧૦૦ સુધીનો ખરચ દર વરસે કરવો. ઇનામ અપાયા પછી ત્રણ માસની અંદર નિબંધ છપાવી બહાર પાડવો.

(ज) આ પ્રમાણે છપાયલા નિબંધની એકેક પ્રત આ ફંડમાં નાણાં ભરનાર દરેક ગ્રહસ્થને, તથા ભાટીયા મિત્રમંડળના દરેક સભાસદને મફત આપવી.

(झ) પેટા કલમ (જ) માં જણાવ્યા પ્રમાણે પ્રતો વ્હેંચ્યા પછી જે નકલો બાકી રહે તેની સબકમિટીને યોગ્ય લાગે તેવી કીંમત રાખી જાહેરને વેચવી, અને તે પ્રમાણે વેચાયલી પ્રતોનું ઉત્પન્ન આ ફંડમાં જમે કરાવવું.

(ञ) આવી રીતની વ્યવસ્થા જ્યાં સુધી ફંડમાં નાણાં હોય, ત્યાંસુધી કરવી; અને નાણાં પુરાં થયે આ ફંડને બંધ થયેલું જાહેર કરવું.

આ ફંડ તરફથી નીચે મુજબના નિબંધો અત્યારસુધીમાં પ્રસિદ્ધ થયા છે:—

૧ હાલના હિંદુ સાંસારિક સુધારકોની મુશ્કેલીઓ ... કીં. રૂ. ૦—૩—૦

૨ હાલની હિંદુ ન્યાતોની ઉત્પત્તિ તથા વર્તમાન સ્થિતિ
તથા તેનું ભવિષ્ય ... ... ... કીં. રૂ. ૦—૩—૦

૩ હાલમાં અપાતી કેળવણીની ખુબીઓ અને ખામીઓ,
અને તેની હિંદુ સમાજ ઉપર થતી અસર, તેમાં
સમયાનુસાર કેવા ફેરફારની જરૂર છે ... કીં. રૂ. ૦—૪—૦

**ભાટિયા મિત્રમંડળ ઑફીસ,**
સુખડવાળા બિલ્ડીંગ,
હોર્નબી રોડ, **મુંબાઈ, નં. ૧.**
તા. ૨૩—૧૨—૧૯૧૬.

**દામોદર સુંદરદાસ,**
વ્યવસ્થાપક, નિબંધ કમિટી.

# આમુખ



સાંપ્રત સમયમાં કેળવણીનો ગંભીર અને વિચારણીય પ્રશ્ન જનસમાજનું વિશેષ લક્ષ ખેંચી રહ્યો છે; તેમાં કેળવણીનું ખરૂં રહસ્ય સમજનારાઓએ તેમજ પ્રજાએ જે ઉલટભર્યો ભાગ લીધો છે તે ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે આપણા દેશમાં સંગીન અને સંસ્કારી કેળવણીનો—એટલે દેશને અનુકૂળ કેળવણીનો—હજીપણ વિશેષ ફેલાવો થયેલો જોવાને કેળવાયલો વર્ગજ નહિ પરંતુ સમસ્ત પ્રજા આતુર છે.

કેળવણી વિના કોઈપણ પ્રજાની ઉન્નતિ થવી અસંભવિત તેમજ અશકય છે, એ ઈતિહાસ સિદ્ધ સૂત્રનો લોકવર્ગ તરફથી કયારનોએ સ્વિકાર થઈ ગએલો છે. એટલે હવે હિંદીપ્રજાને કેળવણીની જરૂર છે કે કેમ? એ પ્રશ્નજ રહેતો નથી. પરંતુ કેળવણીમાં આગળ વધેલા અન્ય દેશોની હરોળમાં ઊભા રહેવા માટે કયા પ્રકારની કેળવણીની જરૂર છે એ માત્ર યોગ્ય રીતે જાણવું આવશ્યક છે. કેમકે એજ પ્રશ્ન હાલને સમયે અત્યંત અગત્યનો થઈ પડ્યો છે.

પ્રાચીન કેળવણી સારી કે આધુનિક કેળવણી સારી, એ કહેવાનો આ પુસ્તકનો મુખ્ય મુદ્દો નથી, તેમજ આ લેખકનો હેતુ પણ નથી. પરંતુ કેળવણીની સ્થિતિ અને ગતિ સબંધી યોગ્ય રીતે સંક્ષેપમાં સત્ય હકિકત કહી શકાય એ ઇચ્છાનુસાર સમય, શક્તિ અને સાધનની અનુકૂળતા પ્રમાણે બંને પ્રકારની કેળવણી વિશે સામાન્ય વિવેચન કરવાનો દેશકાળને અનુસરીને પ્રયાસ કર્યો છે. ભવિષ્યમાં હિંદીપ્રજાને કેવી કેળવણીની જરૂર છે—એટલે કે હિંદીપ્રજાને કઇ જાતની કેળવણી અનુકૂળ થઇ પડે—અને કેવા પ્રકારની કેળવણી વધુ વખત સુધી ચાલુ રહેતો હિંદીપ્રજાનું ભવિષ્ય દેખાય છે તે કરતાં પણ વધુ ઉજ્વળ કલ્પી શકાય ઈત્યાદિ દિગ્દર્શન કરાવવાનો આ લઘુ પુસ્તકનો મુખ્ય આશય છે; અને " એવી કેળવણી મળે " એમ હિંદીપ્રજાની વાંચ્છના છે એવા ચો તરફથી પડઘા સંભળાય છે.

આવા ગહન અને અગત્યના વિષય ઉપર લખવાનો જોઈએ તે કરતાં ઓછો વખત મળ્યો હતો, અને ત્યાર પછી પણ તુરતમાં પુસ્તક પ્રસિદ્ધ થએલ છે એટલે દોષો રહી ગયા હોય એ સ્વાભાવિક છે. પરંતુ મને વિશ્વાસ છે કે આ પુસ્તકમાં રહેલા દોષો વિદ્વાન વાંચકો ઉદાર હૃદયે નિભાવી લેશે.

છેવટમાં જે જે ગ્રંથકારો તથા વિદ્વાનોના વિચારોનો મેં આ પુસ્તકમાં ઉપયોગ કર્યો છે તેમનો; તથા આ પુસ્તકનાં પ્રુફો વાંચી જવામાં પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી મદદ કરનાર મારા મિત્ર **શ્રીયુત ચુનીલાલ મુળચંદ કાપડીઆ, એમ. એ., બી. એસ. સી., એલ. એલ. બી.** નો પણ હું માનપૂર્વક ઉપકાર માનું છું.

આંબાવાડી, મુંબાઈ, નં. ૨.
તા. ૨૫–૧૨–૧૯૧૬.

**હરગોવિન્દ કાનજી ભટ્ટ.**

......" If we are not prepared to bear a cess for educating the children of the mass of our own people, if we are not prepared to make sacrifices for so great an object, if we expect money to drop from somewhere—and remember, even if the Government raise it by additional taxation, after all it is we who shall pay it—we may as well cease talking about improving the lot of the mass of the people. * * * *

* * * * * *

......I for one shall rejoice if the British Government of the country takes its courage into both hands and comes forward boldly to introduce compulsion throughout the country for both boys and girls—the whole field to be covered in a certain number of years. * * * *

* * * * * *

No one is so simple as to imagine that a system of Universal Education will necessarily mean an end to all our evils, or that it will open out to us a new heaven and new earth. Men and women will still continue to struggle with their imperfections and life will still be a scene of injustice and suffering, of selfishness and strife. Poverty will not be banished because illiteracy has been removed, and the need for patriotic or philanthropic work will not grow any the less. But with the diffusion of Universal Education the mass of our countrymen will have a better chance in life." * * * *

*Hon. Mr. G. K. GOKHALE.*

# “ હાલમાં અપાતી કેળવણીની ખુબીઓ, અને ખામીઓ, અને તેની હિંદુ સમાજ ઉપર થતી અસર, તેમાં સમયાનુસાર કેવા ફેરફારની જરુર છે.”

એટલે

# આધુનિક કેળવણી.



લેખક--હરગોવિન્દ કાનજી ભટ્ટ.

“ Education is the most radical thing in the world
To teach the alphabet is to inaugurate a revolution
To build a school-house is to construct a fort.”

ભાવાર્થ—**કેળવણી એ જગતમાં ઘણીજ સ્વાભાવિક વસ્તુ છે. કેળવણીની શરૂઆત એ પરિવર્તનની પ્રથમ સંસ્કારવિધિ છે. કેળવણીનું મંદિર બાંધવું તે એક પ્રજાના રક્ષણના કિલ્લા સમાન છે.**

**કેળવણી** એટલે માણસને અજ્ઞાનતાના અંધકારમાંથી મુક્ત કરી જ્ઞાનના પ્રકાશમાં દોરનાર સરળ માર્ગ.

**કેળવણી** એ કોઇપણ વ્યક્તિનું, કોઈપણ કુટુંબનું, કોઇપણ સમાજનું, ને કોઇપણ દેશનું અવનતિ નાશક અને ઉન્નતિ સાધક મહાનમાં મહાન બળ છે.

**કેળવણી** એ જીવનના હેતુઓ ઘડવા, તથા વ્યકિત અને સમસ્ત પ્રજાનું ભવિષ્ય નક્કી કરવા, ઘણાજ શક્તિવાળા સાધનો માંહેનું એક અત્યંત ઉપયોગી સાધન છે.

માણસ, માણસપણું પ્રાપ્ત કરી, પરિપૂર્ણતા મેળવી પૂર્ણપણે સંસાર ચલાવવાને શક્તિવાન થાય, તૈયાર થાય; અને જીંદગીભરમાં ઉત્પન્ન થતા અવનવા સુલભ અને વિકટ પ્રશ્નોનો વિચાર પૂર્વક દીર્ઘદષ્ટિથી તોડ લાવી આદર્શજીવન વ્યતિત કરી શકે. એ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ છે.

ખરી કેળવણી લેવાથી પ્રથમતો મનુષ્યમાં મનુષ્યપણાને સાર્થક કરવા જેટલી લાયકાત આવે છે. વિશેષે કરીને સર્વ પ્રકારની—આચાર, વિચાર, નીતિમય રહેણીકરણી, વિવેક, સભ્યતા, ક્ષમા, દયા વિ. વિ. સદ્‌ગુણોની—આવડત આવે છે. કેટલાંક રૂઢીબંધનો, વહેમ, ઈર્ષ્યા, દ્વેષ, કુસંપનો નાશ કરવાને મદદ કરે છે. કેળવણી લેવાથી વિશાળ વાંચનના લીધે નૂતન નૂતન નિરીક્ષણ કરવાની સ્વાભાવિક ઇચ્છાઓના બળે દેશાટન કરવાની વધુ પ્રમાણમાં અભિલાષાઓ થતાં વ્યાપારાદિક વિષયોમાં અપ્રતિમ ફાયદા થાય છે. શ્રીમાનો અને વિદ્વાનો કેળવણીના પ્રભાવે એક બીજાની લાયકાત સમજી પ્રસંગ પરત્વે યોગ્ય કદર કરી અરસપરસ સમાગમમાં આવવાનું કરે છે. મૈત્રિની કદર થાય છે, દેશપ્રત્યે સદ્‌ભાવના ઉત્પન્ન થાય છે. ધર્મ સંબંધી લાગણી થાય છે; ને ખરૂંખોટું પારખવાની માણસમાં વિવેકબુદ્ધિ આવે છે. સદ્‌ગુણ ઉપર પ્રીતિ થાય છે. દોષો માફ કરવા જેટલી સહનશિલતા દાખવવાની સમજશકિત આવે છે. નીતિને વશ થઈ અનીતિથી દૂર રહેવાય છે. મોભો યથાર્થપણે જાળવી શકાય છે. ફરજ અને પ્રેમના સત્યસ્વરૂપનું ભાન થાય છે. વધુ ભાષાઓનું જ્ઞાન થવાથી, દરેક ભાષાનાં પુસ્તકો વાંચવાથી, તેમજ મુસાફરીથી આપણી કેળવણીના ગુણદોષ જાણી શકાય છે; અને તેમાં અનેક પ્રકારના સુધારા વધારા કરી શકાય છે. કળાકૌશલ્યના નવા નવા હુન્નર શોધી શકાય છે. આરોગ્યતાના નિયમો પાળવાના સત્યસ્વરૂપનું ભાન થાય છે. ભૂમંડળ ઉપર સત્કીર્તિ મેળવી શકાય છે. સ્વાર્થબુદ્ધિનો ત્યાગ કરી ભવિષ્યનું હિત જોઈ શકાય છે. સારૂં નરસું પારખી શકાય છે. અનેક સંશોધને વિકટ રસ્તાઓ ને દુઃખના ડુંગરથી મુકત થઈ શકાય છે. ખરી કેળવણી લીધેલ મનુષ્ય "પેટ બળ્યો ગામ બાળે" તેવું કરવાનું સાહસ કરતો નથી. ને મૂર્ખમિત્ર કરતાં ડાહ્યા દુશ્મનને હજાર દરજ્જે શ્રેષ્ઠ માનવાની વિવેકબુદ્ધિ દર્શાવે છે.

કેળવણી ન હોય તો કઇ સ્થિતિ સંભવે અગર થાય? એવિશે વિસ્તારથી કહેવાનું આ સ્થાન નથી. તોપણ ટુંકામાંજ કહીશું કે, **આત્માસિવાય દેહની જે સ્થિતિ થાય; એટલે કે દેહ શબરૂપ ગણાય તે સ્થિતિ કેળવણી વિનાની પ્રજાની થાય.**

**કેળવણી** વિશે વિસ્તારથી લખી શકાય તેટલો સમય ને સ્થાન નથી એ વાત ખરી; પરંતુ હાલની કેળવણીની ખુબીઓ અને ખામીએ જાણવા માટે આપણે પ્રાચીન અને અર્વાચીન કેળવણી સંબંધી કૈંક જાણવું જોઇએ. કેમકે એમ

જાણ્યા સિવાય ખુબીઓ અને ખામીઓનું જોઇતું ને પૂરતું અવલોકન તથા સ્પષ્ટીકરણ થઈ શકે નહિ. એ તો સ્પષ્ટ વાત છે કે એક વસ્તુ સારી માઠી કહેવાને માટે મુકાબલે બીજી ચીજ સમીપ હોવી જોઇએ. એ નિયમાનુસાર પ્રાચીન અને અર્વાચીન કેળવણી વિશે થોડું જાણવાની જરૂર છે; તેથી સમય સાધન ને શકિતની અનુકૂળતાપ્રમાણે એ દિશામાં બનતો પ્રયત્ન કરી આ નિબંધ લખ્યો છે.

## પ્રાચીન કેળવણી.

"પ્રાચીન જાહોજલાલીના સમયમાં જ્યારે આર્યપ્રજા સુધારાના કેન્દ્રસ્થાનપર પહોંચી હતી ત્યારે આર્યપ્રજામાં શિક્ષણની શી વ્યવસ્થા હતી? શિક્ષણ કયા અર્થમાં સમજવામાં આવતું હતું? તે કાળમાં અમુક પુસ્તક વાંચી તેમાં ઉત્તીર્ણ થવામાં અથવા અમુક હુન્નર શીખી ધન કમાવાને યોગ્ય થવામાંજ શિક્ષણ શબ્દનો સમાવેશ થઈ જતો નહિ. સત્ય શિક્ષણ એજ ગણાતું કે જે મનુષ્યને પશુસ્થિતિમાંથી કાઢી દેવકોટિનું મનુષ્ય બનાવી શકતું. પ્રાચીનકાળની આર્યપ્રજાએ મનુષ્યસમાજની જે રચના તથા વ્યવસ્થા કરી છે તેના જેટલી ઉત્તમ અને પૂર્ણ રચના હજુ અન્ય પ્રજા કરી શકી નથી." તોપણ પ્રાચીન કેળવણીના ક્રમનું સત્યશોધન કરવા પ્રયત્ન કરીએ તો અસ્થાને નહિ ગણાય. ભૂતકાળમાં એટલે ઇસ્વીસનપૂર્વે શિક્ષણક્રમ કેવો હતો, તથા કઈ પદ્ધતિથી શિક્ષણ આપવામાં આવતું તે ચોક્કસ શબ્દોમાં લખી શકાય તેવા સ્પષ્ટ દાખલાઓ નથી. પણ આપણા વેદો અને બ્રાહ્મણ, આરણ્યક, ને ઉપનિષદ્ ગ્રંથોથી, તેમજ રામાયણ અને મહાભારતથી એટલો સત્ય સારાંશ લઇ શકાય છે ખરો, કે આર્યપ્રજામાં તે સમયે માત્ર જ્ઞાની, તત્વદર્શી, કે એકલા વિદ્વાન નહોતા; પરંતુ સારા સારા ગણિતશાસ્ત્રીઓ, વૈયાકરણીઓ, શિલ્પશાસ્ત્રીઓ, જ્યોતિષ્‌શાસ્ત્રનાખાં, ગાયનવાદનના નિપુણ ઉપાસકો, કવિયો, ચિકિત્સકો, વૈદ્યો, શુરવીરો, લડવૈયાઓ, કારીગરો, અને વ્યહવારાદિક વિષયોમાં પ્રખ્યાતિ પામેલા સજ્જનો હતા. અને તેઓનાં મહાન્ ગ્રંથોમાં વર્ણનો લખેલાં છે. તેથી એવો શિક્ષણક્રમ હતો એમ કહી શકાય છે.—કેમકે આ દરેક વિષયમાં શારીરિક, માનસિક, નૈતિક, અને ધાર્મિક કેળવણીનો સમાવેશ થઇ જાય છે— એટલે આ દેશને સર્વ પ્રકારે અનુકૂળ કેળવણી તે સમયે આપવામાં આવતી. વેદોનો અભ્યાસ તો અનાદિ કાળથીજ હતો; અને તેમાંપણ ઋગ્વેદના

ગ્રંથનો અભ્યાસ સર્વોત્તમ હતો એમ કહી શકાય છે. દુનિયાના સાહિત્યમાં આવો અગાધ સારરૂપ અપૂર્વ અને શિક્ષણ આપવામાં બીજો કોઇ ગ્રંથ ઉત્તમ નહિ હોય એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પુરાણો થયાં તે સમયમાં અને ત્યાર પછી પણ વેદોનો અભ્યાસ તો શરૂજ રહેલો હતો. આપણું પ્રાચીનમાં પ્રાચીન સાહિત્ય વેદ, સંહિતા, ન્યાય, મિમાંસા, શ્રુતિ, સ્મૃતિ અને પુરાણો છે. અને એ વખતે આ અભ્યાસ ઘણો હતો. કેમકે આટલા સાહિત્યનો અભ્યાસ કરનારા સંપૂર્ણ થઈ શકતા એમાં શંકા જેવું નથી. તેમને જોઇતાં દરેક સાધનો હતાં. અને આ કેળવણીએ મહાન્ ઋષિ મુનિઓ તથા વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ અને બાણ જેવા સમર્થ કવિઓ ઉત્પન્ન કર્યા. એ વાસ્તવિક હિંદવાસીઓને મગરૂબ થવા જેવો પ્રસંગ છે. વેદો, પુરાણો તેમજ બ્રાહ્મણ, આરણ્યક ને ઉપનિષદ્ ઉપરાંત રામાયણ અને મહાભારતથી આપણું સાહિત્ય વધુ પ્રકાશમાં આવ્યું. અને જગતના ઇતિહાસમાં હિંદે અમર કીર્તિ મેળવી. ત્યાર પછી પણ કાલિદાસે અને બાણે સંસ્કૃત સાહિત્યને સમૃદ્ધ બનાવવાના સતત અને મહાન પ્રયત્નો કરી, એ કવિઓ આર્યપ્રજાને અમૂલ્યમાં અમૂલ્ય વારસો સોંપતા ગયા છે.

"આર્યપ્રજાનો ઉદ્યમી અને સાહસિક જુસ્સો સાહિત્યમાં તેમજ પ્રાંતિક જીતોમાં જણાઇ આવે છે. બ્રાહ્મણ અને આરણ્યકનાં શબ્દભાર ન જણાય તેવાં અધ્યયનો, અને યજ્ઞને માટે નાનાં પુસ્તકો થાય તેટલા માટે તેનાં સૂત્રો બન્યાં. ગૃહસ્થાશ્રમની ક્રિયા અને સંસારિક નીતિના નિયમો ગોઠવવાને બીજાં સૂત્રો પણ ઘડવામાં આવ્યાં. આખા ભારતવર્ષમાં સૂત્ર શાળાઓ સ્થપાઈ અને ગ્રંથો વધવા મંડ્યા. આ ધર્મના ગ્રંથો સિવાય વ્યાકરણ અને કોષો શિખાતા, અને આ જમાનાની શરૂઆતમાં યાસ્કે નિરૂક્ત તથા પાણિનિએ વ્યાકરણ લખ્યું. અને ઠરાવેલા નિયમો પ્રમાણે યજ્ઞની વેદીઓ બાંધવાની ક્રિયાએ ભૂમિતિને જન્મ આપ્યો. આ પ્રમાણે ભૂમિતિ હિંદુસ્થાનમાંથીજ પ્રથમ હાથ આવી."

**રામ લક્ષ્મણ વિશ્વામિત્ર પાસે, શ્રીકૃષ્ણ સાંદીપનઋષિપાસે, ભીષ્મ ને કર્ણ પરશુરામ પાસે ને અર્જુન દુર્યોધન, દ્રોણ ગુરૂ પાસે** અભ્યાસ કરતા હતા એમ આપણા ગ્રંથો કહે છે. પણ અસ્ત્ર શસ્ત્રની વિદ્યા સિવાય કેવી રીતે અને કેટલો અભ્યાસ કર્યો તે કોઈ સ્થળે વિગતવાર નથી. માત્ર મહાભારતના વનપર્વના ૨૬ મા અધ્યાયમાં બક તથા દાલ્ભ્યે યુધિષ્ઠિરને નીતિશાસ્ત્ર શિખવવા માટે આગ્રહ કર્યાની હકિકત છે. તથા

શ્રીમદ્‌ભાગવત દશમસ્કંધના ઉત્તરાર્ધના ૮૦ મા અધ્યાયમાં કૃષ્ણને સાંદીપન ઋષિ આશીર્વાદ આપે છે કે:—

"तुष्टोऽहं भो द्विज श्रेष्ठाः सत्याः सन्तु मनोरथाः ।
छन्दांस्ययातयामानि भवन्त्विह परत्र च" ॥ ४२

**ભાવાર્થ**—"અરે! હે ઉત્તમ દ્વિજ હું પ્રસન્ન થયો છું. આ લોક તથા પરલોકના મનોરથો તમારા પૂર્ણ થાઓ. **વેદાભ્યાસ** ન ભુલાય તેવો થાઓ".

તેમજ શ્વેતકેતુ વિદ્યા પ્રાપ્તિ માટે પાંચાલની પરિષદ્‌માં ગયો હતો. (બૃહદારણ્યક ઉપનિષદ્ ૬–૨.)

આવી વિગતોથી એટલો સત્ય ખુલાસો થાય છે ખરો કે અસ્ત્ર શસ્ત્રની વિદ્યા સાથે વેદવિદ્યા અને બ્રાહ્મણગ્રંથોને સૂત્રોના અભ્યાસ સાથે નીતિ અને વૈરાગ્યનું જ્ઞાન પણ આપવામાં આવતું. ઉપરાંત ભિન્ન ભિન્ન કલાઓ હજી બાલ્યાવસ્થામાં હતી પણ કારખાનાં અને કલાઓનો આરંભ થઈ ચૂકયો હતો. સડકો તૈયાર થઈ ગઈ હતી, અને જલમાર્ગે વ્યવહારને માટે તથા સાધારણ વ્યાપારને માટે નાવ બનાવ્યાં હતાં. વણવાનું, કાંતવાનું અને ઢોળ ચઢાવવાનું કામ તેઓ જાણતા અને વાળચર્મ અને ઉનનાં કપડાં બનતાં હતાં. સુતારકામની પણ વૃદ્ધિ થઈ હતી અને રંગવાનું કામ પણ તેઓ શિખ્યા હતા. બધા કરતાં વણવાનું કામ સારી રીતે જણાયું હતું. સ્ત્રીઓના કુશળ હાથથી તાણો ને વાણો ગુંથાતા કેમકે હુન્નરઉદ્યોગની કેળવણીનો સારો ચિતાર આપે એવાં ઋગ્‌વેદમાં અનેક પ્રમાણો છે. સારાંશ કે આર્યપ્રજાને દરેક પ્રકારનું શિક્ષણ મળતું. એમ કબૂલ કરવામાં હરકત નથી.

ત્યાર પછી ઘણાં વર્ષો વિત્યા બાદ કવિવર કાલિદાસે અને બાણે કેટલો અભ્યાસ કેવી રીતે ને કયાં કર્યો તે પણ સ્પષ્ટ નથી. સંસ્કૃતમાં વ્યાકરણના અનેક ગ્રંથો રચાયા છે; અને આ વિષયમાં હિંદુપ્રજા દરેક પ્રજાના કરતાં અદ્યાપિ પર્યંત શ્રેષ્ઠપણું ભોગવે છે. રામાયણ અને મહાભારતના ગ્રંથો સચવાઈ ન રહ્યા હોત તો આર્યપ્રજાને સાહિત્યના કહો, કે ઇતિહાસના કહો, અથવા ગમેતે વિષય પરત્વે કહો તે વિષયમાં આર્ય પ્રજાની પ્રાચીન સ્થિતિ શું હતી તે ખરી હકિકત જાણવા માટે આપણી હાલની તીવ્ર લાગણીઓને કોઈપણ પ્રકારનું પોષણ મળત નહિ. અને આપણી એ ભાવનાઓ એમની એમ દબાઈ જાત.

ઋગ્વેદના સમયમાં અને ત્યાર પછી લેખન શૈલીનો અભાવ હતો. ગ્રંથો મુખોમુખ ભણાવવામાં આવતા, વેદનાં સૂક્તો અને ગ્રંથો પિતા પાસેથી પુત્રને, અને ગુરૂ પાસેથી શિષ્યને એમ સોંપાતાં; અને એ વિશાળ સાહિત્ય એમ જ સચવાતું આવેલું. પરંતુ સાયનાચાર્યે કરેલા વેદના ભાષ્યની પ્રતો જુદી જુદી દટાવી હતી એ ઉપરથી એમ અનુમાન થઈ શકે છે, કે તે સમય પહેલાંજ લેખન શૈલીની પદ્ધતિ દાખલ થઈ ગએલી હોવી જોઇએ.

**ગુરૂકુલ**—હાલ નિશાળોમાં અભ્યાસ કરવા જવું પડેછે ને માસ્તરો શોધવા પડે છે તેવું પ્રાચીન કાળમાં નહોતું. હાલની શિક્ષણ પદ્ધતિથી કેવળ ભિન્ન પ્રકારની શિક્ષણ પદ્ધતિ હતી. સ્કૂલની માસિક ફી, પરીક્ષા ફી, વિ૦ તેમજ વાર્ષિક પરીક્ષાઓ તે સમયે નહોતી. અભ્યાસ કરવા વિદ્યાર્થીઓને ગુરૂના આશ્રમોમાં જવું પડતું. "પ્રાચીન આર્યોના શિષ્ટાચાર પ્રમાણે પ્રત્યેક બાલકને બ્રહ્મચારી થવું આવશ્યક હતું. તેને ગુરૂગૃહે શિક્ષણ તથા ભોજનાચ્છાદન મફત મળી રહેતાં. દરિદ્ર અને શ્રીમાન, સુદામા અને કૃષ્ણની પેઠે એકજ ગુરૂના સાદા આશ્રમમાં એકસરખી જીંદગી ગાળતા. વ્યાયામ, સન્ધ્યા, પ્રાણાયામ આદિ નિત્યકર્મ, સાદું જીવન અને ઉચ્ચ વિચારના આદર્શ વાતાવરણથી શરીર તથા આત્માનો સંપૂર્ણ વિકાસ થતો." આ વખતમાં માત્ર બ્રાહ્મણોજ ભણતા એમ નહોતું. પણ સમસ્ત પ્રજાને અભ્યાસ કરવાની છૂટ હતી. એમ આપણા પ્રાચીન કાળના ગ્રંથો કહે છે. તે વખતે બ્રહ્મચર્ય પાળીને અભ્યાસ કરવો પડતો. ને અભ્યાસ પૂર્ણ થયા પછી ગુરૂપાસેથી રૂબરૂ પ્રમાણપત્ર મેળવી ગુરૂની રજા લઈ શક્તિ પ્રમાણે ગુરૂદક્ષિણા આપી તૈયાર થએલા શિષ્યો ઘેર આવતા; એમ શાસ્ત્રો કહે છે. ભારદ્વાજ, યાજ્ઞવલ્કય, વસિષ્ઠ, વિશ્વામિત્ર, પરશુરામ, દ્રોણ ને સાંદીપનઋષિનાં આશ્રમો જેવાં તે દરેક જમાનામાં ઘણાં આશ્રમો હતાં. તેઓ જંગલમાં રહી તત્વજ્ઞાન ચિંતન કરતા ને આગળ કહ્યું તેમ શિષ્યોને વેદમંત્રો પાઠ કરાવતા. રાજ્યાશ્રયથી સ્વતંત્ર રીતે અનેક પ્રકારે વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવતા. ત્યાર પછી વિદ્યાપીઠોમાં તૈયાર થવા વિદ્યાર્થીઓ જવા લાગ્યા; અને શાસ્ત્રીજી થઇને આવતા. જે નિયમ થોડા ઘણા ફેરફાર સાથે હજીપણ ચાલુ છે.

ત્યાર પછી બુદ્ધનો સમય આવે છે. આ સમયમાં વિદ્યાપીઠો હતી, તેમાં દક્ષિણની મહાન વિદ્યાપીઠો ખાસ ધ્યાન ખેંચે છે. વિદ્યાપીઠોમાં ખાસ કરીને સંસ્કૃત શિક્ષણ આપવામાં આવતું, અને પ્રજા સાર્વજનિક

કેળવણીનો ફેલાવો સ્વબળેજ કરતી. આ સમય પછી આપણા ભારતવર્ષના ઝળહળતા સૂર્યને રાહુની છાયા લાગવી શરૂ થઈ. મુસલમાનોએ ભારતપ્રજાની કીર્તિરૂપ જે કંઈ ઇતિહાસના વૃત્તાંતો સચવાઈ રહેલાં હતાં તે અગ્નિદેવને સ્વાધીન કીધાં—સિથીયન, હૂણ, અને મુસલમાન હૂમલો કરનારાઓએ મોટી મોટી લાયબ્રેરીઓ બાળી દીધી—એમ કહેવાય છે. તોપણ અલેકઝાન્ડરના સમયમાં ઉત્તર હિંદુસ્થાન "સુધારાના સંપૂર્ણ શિખરે પહોંચેલું હતું." ત્યાર પછી ચંદ્રગુપ્ત, બિંદુસાર, અને અશોકના સમયમાં કેળવણીની તથા રાજાપ્રજાની આબાદીની સ્થિતિ સંતોષકારક હતી. તેમજ લેખનશૈલીની પણ રૂઢી હતી. ચંદ્રગુપ્તના વખતમાં ઝાડની છાલો તેમજ કપડાં પર લખવાની રૂઢી હતી એમ મેગેસ્થીનીસના તેમજ ગ્રીક લેખકોના આધારથી કહી શકાયછે.*

ઇતિહાસ કહે છે કે વૈદિક કાળથી આર્ય લોકોને ખગોળ ને ગણિતનું જ્ઞાન હતું તેમાં આ સમયે વધારો થયો. બીજગણિત ને ખગોળ સંબંધી લખનાર આર્યભટ્ટ થયો. ખગોળ સંબંધી પારાશરે અને ગર્ગે પણ લખેલ છે. પરંતુ પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે તેનાં તથા સૂર્ય ને ચંદ્રનાં ગ્રહણ થવાનાં ખરાં કારણ એણે લખ્યાં છે. તે પછી વરાહમિહીર, બ્રહ્મગુપ્ત, ભાસ્કરાચાર્ય વિ. વિદ્વાનો થયા; તેમણે પણ ખગોળ ને ગણિતનાં પુસ્તકો લખ્યાં છે. વળી રોગ, રોગનાં કારણ, ચિકિત્સા, ઉપચાર, શસ્ત્રવિદ્યા વગેરે ઉપર ચરક, સુશ્રુત વગેરેએ વૈદ્યકના ગ્રંથો લખ્યા છે. તેમજ શિલ્પશાસ્ત્ર અને ગાયનના પણ ઘણા ગ્રંથો થયા છે.

રાજર્ષિ ભર્તૃહરી, વિક્રમાદિત્ય, ભોજ અને રાજશેખર રાજાઓ હતા છતાં કવિ હતા. એ ઉપરથી દેખીતી રીતેજ માનવાનું આપણને સબળ કારણ મળે છે કે તે વખતે કેળવણીનો ઘણો ફેલાવો હોવો જોઇએ. તેમજ કેળવણી લોકપ્રિય કરવાને માટે રાજાઓ ઘણી આતુરતા ધરાવતા હોવા જોઇએ.

---

* સ્મીથ લખે છે કે કેળવણી ઉપરાંત તે વખતે દીવાની કામકાજ, મ્યુનિસીપાલીટી, ઉદ્યોગહુન્નર, પરદેશના મુસાફરોની સરભરા, જન્મમૃત્યુનું પત્રક, વ્યાપારખાતું, માલ બનાવવાનું ખાતું, કર વેચાણ, ન્યુસરાઇટર ખાતું, (ન્યુસપેપરને બદલે) ફોજદારી ખાતું, જમીનવસુલાત ખાતું, નહેરખાતું, (Irrigation) સેન્સસ ખાતું—વસ્તીપત્રક—વિગેરે ઘણાં ઘણાં ખાતાઓનાં કામકાજ ઘણીજ પ્રવિણતાથી ચાલતાં હતાં.

આ વખતે પાલી ભાષા બોલાતી હતી, કે જે સંસ્કૃતપરથી અપભ્રંશ થઇ હતી. અશોકના સમયમાં બૌદ્ધધર્મશાસ્ત્રો માગધી ભાષામાં લખાયલાં છેં...ચંદ્રગુપ્ત અને અશોકના સમયનો સંપૂર્ણ ઇતિહાસ હિંદના પ્રજાત્વનું ભાન કરાવવા માટે અત્યંત ઉપયોગી થઈ પડે તેવો છે.

સ્મીથના ઇતિહાસ પરથી જણાય છે કે ઈસ્વીસનના ત્રીજા સૈકા સુધીનું તામીલ પ્રજાનું સાહિત્ય ઉચ્ચ પ્રકારનું હતું. તે પ્રજા સાહિત્યમાં ઉત્તર હિંદુસ્થાનની પ્રજાથી સ્વતંત્ર રીતે આગળ વધેલી હતી. ધાર્મિક કેળવણી સંબંધી તે પ્રજાની જાણવા લાયક ખાસ નોંધ નથી. પરંતુ કૃષિ-વિદ્યા ( Agriculture ) ઉપર તેઓ ખાસ ધ્યાન આપતા એમ હકિકત મળે છે. પ્રજાને ફરજીયાત કાયદામાંથી તેમના ધંધાને નુકશાન ન પહોંચે તે માટે મુકત કરવામાં આવી હતી. આ ઉપરથી એટલું તો કહી શકાય કે રાજ્યની આબાદી માટે વ્યાપાર ઉદ્યોગને ધકકો ન પહોંચવાનું રાજાએ ખાસ ધ્યાન રાખતા. કવિતા સિવાય ગાવાનીકળા, નાટયશાસ્ત્રની કળા, ચિત્ર-કામ તથા કોતરકામમાં પ્રજા હુશિયાર હતી ને દરિયાઈ મુસાફરીથી તે પ્રજા બહોળો વ્યાપાર કરતી. મુસાફરી કરનારી પ્રજાને નૌકાખાતાનું સારૂં જ્ઞાન હતું.

પાંચમા સૈકામાં હિંદુસ્થાન વિદ્યા અને બીજી સર્વ બાબતોમાં સુખી હતો. માત્ર અંદર અંદર ધર્મના ઝઘડા થતા હતા. તે વખતે ઇજીપ્ત, ગ્રીસ, રોમ વિગેરે દેશો સિવાય જગતના અન્ય દેશોમાં વિદ્યાનો બીલકુલ પ્રકાશ નહતો. એમ જગતના ઇતિહાસથી કહી શકાય છે.

ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં ભરતખંડના સર્વ મહાન પ્રદેશો સુધરેલી અવસ્થામાં ને આબાદ સ્થિતિમાં હતા. તે પહેલાં પાંચમા સૈકાની આખરે સરસ્વતી યૂરોપના કેટલાક દેશોમાં હયાતી ન ધરાવવાનું પણ ઇતિહાસના ગ્રંથો પરથી જણાય છે.

મહારાજા હર્ષના સમયમાં કેળવણીનો પ્રચાર દેખીતી રીતેજ ઘણો વધી ગયો હતો. અને આ ફેલાવો વિશેષે કરીને બ્રાહ્મણો અને બુદ્ધસાધુ-ઓમાં વધારે જોવામાં આવતો હતો. કેળવણીને રાજા તરફથી સંપૂર્ણ માન આપવામાં આવતું હતું.

ત્યાર પછીના સૈકાઓમાં કેળવણીની સ્થિતિનું રૂપાંતર થએલું જોવામાં આવે છે. તોપણ ઈ. સ. ૮૦૦ થી ૧૧૦૦ સુધીમાં ભારતવર્ષની અન્ય દેશોથી ચડતી, વિદ્યા કળા વ્યાપાર કૃષિ અને સામાન્ય સુધારામાં શરૂ હતી, ને દેશમાં દ્રવ્ય પુષ્કળ હતું. એથી આના મુકાબલે યૂરોપ આવી દરેક બાબતમાં પછાત હતો. આ વખતમાં આરબોએ પણ કેળવણીમાં આગળ વધેલા દેશોનું અનુકરણ કરી થોડા સમયમાં ભણતરનો સારો ફેલાવો કરેલો. તેમની સરકાર વિદ્યાર્થીઓના ખર્ચ ઉપરાંત તમામ ખર્ચ આપતી; ને ગ્રંથ-

કારો વિગેરેને સારો આશ્રય મળતો. તેમજ મુસલમાન ખલીફા પણ વિદ્વાને આશ્રય આપવા લાગ્યા હતા. પોતાની રૈયતને ભણાવવા સારૂ તેમણે નિશાળો ને પાઠશાળાઓ સ્થાપી હતી. એ સમયમાં ચીના લોકોમાં પણ થોડે ખર્ચે ભણાવવાનો વિશેષ પ્રચાર હતો. જુદી જુદી હકિકતો ઉપરથી એમ જણાય છે કે અગાઉના વખતમાં થોડે ખર્ચે સારો ને સંગીન અભ્યાસ થઈ શકતો.

હિંદના દરેક જમાનાના વિદ્વાનો એટલે સુધી કેળવણીના શિખરે પહોંચેલા હતા કે શાસ્ત્ર અને બીજી અનેક બાબતોમાં વાદવિવાદ કરવાને કોઈપણ દેશની પ્રજા સામે ટક્કર ઝીલવા જેટલી શકિત ધરાવતા હતા. આને ભૂષણ કહી વખાણીએ, કે દૂષણ કહી ધિક્કારીએ, તોપણ એ શકિત (Spirit)ના કેટલાક અંશો હજીપણ હાલના જમાનામાં નજરે પડે છે. ટુંકામાં સૈકાઓથી માંડી અત્યાર સુધીમાં જ્યારે આ દેશના અગ્રગણ્ય ગણાતા વિદ્વાનો આ દેશની ઉચ્ચ સ્થિતિ સાબીત કરવાને અને જનસમૂહમાં એ ભાવનાની સ્થાપના કરવાને આ દેશના અને અન્ય દેશોના તેવીજ સ્થિતિ અને દરજ્જાના વિદ્વાનો સાથે ધર્મ, શાસ્ત્ર, વિદ્યા, હુન્નર, ઇત્યાદિ વિષયો ઉપર વાદવિવાદ કરતા હતા; અને તેને લઇને પ્રજામાં સામાન્ય રીતે અશાન્તિ ફેલાવાથી પ્રજા ભિન્નભિન્ન રીતે વહેંચાઈ ગઈ હતી. તોપણ તેઓએ ઉદ્યોગ હુન્નર તરફ બેદરકારી બતાવી તેને ખીલવવામાં દુર્લક્ષ આપ્યું નહોતું. હવે માત્ર એટલુંજ કહેવું બાકી રહી જાય છે કે તે વખતમાં કેળવણી લેવાતી તે કરતાં બહુશ્રુતપણું વિશેષ હતું. પરંતુ તે સમયે કમાણીના સાધન તરીકે, કે સંસાર વ્યવહાર ચલાવવામાં કેળવણીનો જેટલો ઉપયોગ થતો, તે કરતાં વ્યકિતવાદમાં અને શિષ્યો તૈયાર કરવામાં કેળવણીનો વધુ ઉપયોગ થતો; અને બચતા વખતમાં ગ્રંથો લખવાનો પ્રયાસ કરવામાં આવતો. આ બધું કહેવાનો માત્ર એકજ ઉદ્દેશ છે કે આપણે જોયું તેમ કોઇપણ પ્રકારનું તે સમયે હાલના જેવું નિયમસર શિક્ષણ અપાતું નહોતું. તોપણ ગયા જમાનામાં કેળવણીએ જેવા પુરૂષો ઉત્પન્ન કર્યા છે તેવા હાલને સમયે કે ભવિષ્યમાં ઉત્પન્ન થશે કે કેમ? એના ચોક્કસ નિર્ણય ઉપર આવવું એ ઉતાવળ કર્યા સમાન લેખાય. કેમકે હજી લોકવાયકા છે કે "**कालिदासस्तु एक एव, तादृशो न भूतो न भविष्यति.**"

કર્નલ ટૉડ લખે છે કે "જેમ યૂરોપમાં વેનીસ હતું તેમ ગુજરાતમાં અણહીલવાડ હતું." હિંદુસ્થાનના એક નાના ગામની વેનીસ સાથે સરખામણી! અને તેમાં પણ હરિફાઇમાં ગુજરાતના એક ગામને સ્થાન મળે!

એજ ભારતવર્ષના ગૌરવની જ્વલંત સાક્ષી છે. વેનીસના વ્યાપારીઓ ચૌદમા અને પંદરમા સૈકા સુધી હિંદુસ્થાનમાંથી માલ લઈ જઇ યૂરોપમાં વેચતા. એમ ઇતિહાસ ઉપરથી જણાય છે.

ત્યારપછી દેશની સ્થિતિમાં પરિવર્તન થવાથી કેળવણીમાં પણ અનેક પ્રકારે પરિવર્તનો થયાં છે; દેશમાં અંદર અંદરના કુસંપને લીધે મોટાં રાજ્યોના ભાગલા થયા. પરદેશી રાજ્યોના હુમલા અને તેના થકી પ્રજાની થએલી અવ્યવસ્થિત સ્થિતિ, ભાગલા પડેલા રાજ્યોની અશાંતિ; આવાં આવાં અનેક કારણોને લઇને પ્રજાને જીવન ઉપરથી પ્રેમ જતો રહ્યો. અને કેળવણીનું કામ આશ્રય વિનાનું, દેખરેખ વિનાનું, લાગણીને અંકુશ વિનાનું થતાં કેળવણીનું ક્ષેત્ર ઘણે અંશે સંકુચિત થયું, અત્યંત દીન થયું. તોપણ ગમે તે વખતે ભારતવર્ષમાંથી કેળવણીનો તદ્દન નાશ તો થયોજ નથી. હા. એટલું તો ખરૂં કે વિદેશી રાજ્યોના વારંવાર હુમલાઓ થતા જેથી તે વખતે ધર્મ અને જાતિનો બચાવ કરવા માટે પ્રજાને તૈયાર રહેવું પડતું. તેથી વિદ્યા અને તેનાં ઉત્તેજનનાં સાધનો ઘણાં ખરાં અંધારામાં રહ્યાં હતાં; તોપણ તે સમયે ઉદ્યોગની કેળવણીને પ્રાધાન્યપણું આપવામાં આવતું હતું, અને તે સમય પહેલાંની અને તે સમયની પ્રજાએ ઘણીખરી ચીજો તૈયાર કરી વિદેશી પ્રજા પાસેથી મોઢે માગી કીંમત લીધેલી છે.

“આ દેશમાં વિદ્યા હુન્નર જમાનાઓથી સારી રીતે ખીલેલાં હતાં. ભિન્ન-ભિન્ન પ્રકારનો રેશમી અને કસબી વણાટ તેમજ ઉન તથા સુતરાઉ વણાટ સુંદર થતો હતો. સોના, રૂપાના, તેમજ હીરા ને રત્ન જડીત દાગીનાના ઘણા સારા સારા નમુનાઓ થતા હતા. હાથીદાંત, સુખડ, સાગ, સીસમ ઉપર નકસીદાર કામ ઘણું થતું. તાંબા પીતળનાં વાસણ સુંદર થતાં. શિલ્પ-વિદ્યામાં પણ આ દેશની પ્રજા ઘણીજ આગળ વધેલી હતી. એ તેમના સમ-યમાં કરેલાં કામો—ગુફા, દેવાલયો, ને મકાનો ઉપરથી સાબિત થાય છે.”

સમય તો બદલાયો હતો એટલે ભાષામાં પણ ફેરફારો થયા હતા. સંસ્કૃત કે ઝંદ કરતાં પણ વધારે જૂની ત્યાર પછી ઝંદ, સંસ્કૃત, પાલી, માગધી એમ ભાષામાં ફેરફારો થયા; અને છેવટે તે સ્થાને પ્રાકૃત ભાષા આરૂઢ થઈ—તોપણ અકબરના સમય સુધી સંસ્કૃત ભાષાનો તદ્દન લોપ થયો નહતો. બાદશાહ પોતેજ સંસ્કૃત, ફારસી, ને હિંદી ભાષા શિખ્યો હતો—યવન રાજ્યથી અને તેના ત્રાસથી પ્રાચીન સાહિત્ય સાચવવું પણ અત્યંત મુશ્કેલ થઈ પડયું. તો-પણ મુસલમાનોના આક્રમણ સુધી કાશી, ઉજ્જયિની અને વિજયનગરમાં

વિદ્યાપીઠો હતી અને મોગલ રાજ્યના અંત સુધીતો નહિ પરંતુ મોગલ રાજ્યના મધ્યકાળ સુધી કેળવણીની સ્થિતિ તદ્દન છિન્નભિન્ન થઈ નહોતી; એમ અકબરના દૃષ્ટાંતથી પુરવાર થાય છે. ત્યાર પછી સાહિત્ય, સાહિત્યના સ્થાને અને અભ્યાસ, અભ્યાસના સ્થાને એમની એમ સ્થિતિમાં રહ્યા. પ્રાકૃત ભાષા વધુ પ્રમાણમાં પ્રચલિત થઈ હતી અને એ ભાષાએ અનેક સાહિત્ય-સેવકો ઉત્પન્ન કર્યા. હિંદે જૂદી જૂદી ભાષામાં પોતાનાં વહેંચાઈ ગએલાં આવાં રત્નોથી ઇતિહાસમાં કાયમનું સ્થાન રાખ્યું; અને તેથી બ્રિટીશ મહારાજ્યની સ્થાપના થયા પછીજ કેળવણીમાં હિંદે જળહળતું સ્વરૂપ ધારણ કર્યું છે એમ આપણે જે માન્યતા ધરાવીએ છીએ તે ઉપલા દ્રષ્ટાંતોથી સ્પષ્ટ થાય છે કે અતિ પ્રાચીન સમયમાં પણ દેશકાળને અનુસરીને વિશેષ સારા પરિણામ ઉત્પન્ન કરાવનાર કેળવણી લોકો મેળવતા હતા.

ઉપરની હકિકતથી ખાત્રી થાય છે કે જનસમાજની સર્વ પ્રકારની કેળવણીમાં આદ્યંત સંતોષકારક સ્થિતિ હતી. તેમાં ખાસ કરીને લક્ષ આપવા જેવું એ છે, કે સ્ત્રીકેળવણી જેવા વિષય પ્રતિ પણ દુર્લક્ષ આપવામાં આવતું નહોતું. સ્ત્રીકેળવણીના વિષયમાં પણ ભારતવર્ષની સ્થિતિ જગતના કોઇપણ દેશ કરતાં ઉતરતે દરજ્જે નહોતી એમ જણાય છે. કેમકે વિશ્વાસુ જેવી સ્ત્રી ઋગ્વેદના કેટલાક મંત્રો રચે, લીલાવતી જેવી ગણિતશાસ્ત્ર બનાવે, ગાર્ગી યાજ્ઞવલ્કય જેવા ઋષિને શાસ્ત્રાર્થમાં હરાવે, સરસ્વતી જેવી સ્ત્રીઓ વિદ્યાવાદમાં ભાગ લે, અને કેળવણીના શુદ્ધ સંસ્કાર વાળી સ્ત્રીઓ મહાન દેવીઓ તરીકે પૂજાય; ત્યારેજ મનુ મહારાજ જેવા ધારાશાસ્ત્રીની "**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।**" એ ઉપમા ખરી નીવડે. સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી દિગન્તકીર્તિ મેળવવાનું કેવળ પુરૂષોના ભાગ્યમાં લખાયલું હોય એમ જણાતું નથી; અને જણાશે પણ નહિ. ગુણોથી પૂજાતી સતીઓની અદ્યાપિ પર્યંત વિશ્વમાં અમર નામાવલિ છે અને રહેશે. એમાં કાંઈ શક જેવું નથી. કેમકે મહાન કવિ ભવભૂતિ કહે છે કે "**गुणाःपूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः**"

ગુણોવાળી સ્ત્રીઓને ઘણુંજ માન મળતું એમ બતાવનારાં અસંખ્ય સ્થાનો બ્રાહ્મણ ગ્રંથોમાં છે, તેમજ રઘુવંશમાંથી પણ પ્રમાણ નીકળે છે. યાજ્ઞવલ્કયે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યો તે સાંજે તેનો અને તેની વિદ્વાન પત્ની મૈત્રેયી વચ્ચેનો સંવાદ, તેમજ તેજ ઉપનિષદ્‌માંથી વિદેહ રાજા જનકની સભામાં વિદ્વાનોના મહાન મંડળનો હેવાલ એ બે પ્રમાણો પુરતાં છે. મી. દત્ત કહે છે તેમ પ્રમાણોથી શું એમ સિદ્ધ નથી થતું કે પૃથ્વીની પીઠ ઉપરની બીજી

બધી પ્રાચીન પ્રજાઓના કરતાં પ્રાચીન આર્યાવર્તમાં સ્ત્રીઓને કદાચ વધારે માન મળતું? પોતાના ધણીઓની બુદ્ધિમાન સહચરી, સંસારની મુસાફરીમાં તેમને મિત્ર તથા પ્રિય સહાયરૂપ, ધર્મક્રિયાઓમાં તેમની ભાગિની, તથા તેમના પવિત્ર ગૃહ-સુખના નિદાનરૂપ ગણાઇ હિંદુ પત્નીઓ જૂના વખતમાં માન અને પ્રતિષ્ટા પામી છે. ગાર્ગી કે મૈત્રેયીના જેવું ગૂઢ જ્ઞાન તેમને મળે એમ વારંવાર ન બનતું. પણ તેમ છતાં તેમને સામાન્ય બાબતની માહિતી મળતી, તથા તેઓ ગૃહ કાર્યમાં કુશળ થતી. સ્ત્રીઓની ગતિ અને કાર્ય ઉપરના અયોગ્ય બંધનમાંથી મુક્ત હોઇને તેઓ જે મંડળમાં હોય તેમાં સ્વતંત્રતાથી ફરતી, જાહેર ઉત્સવમાં જતી. ધર્મ-યજ્ઞો કરતી, અને મિત્રોમાં, પરસ્પર મળવા જઈ શકતી. આથીપણ વધારે તેઓને મીલ્કત અને વારસાનો હક્ક પણ મળતો; આ ઉપરથી તેમને મળતાં માન અને પ્રતિષ્ટા પ્રદર્શિત થાય છે. પ્રાચીન રિવાજની અર્વાચીન સુધારાની પદ્ધતિ સાથે સરખામણી, એ કવચિતજ ઉચિત ગણાય; પણ આર્યાવર્તનો ઇતિહાસ લખનાર જેણે પ્રાચીન હિંદુઓના સાહિત્યનું અધ્યયન કર્યું હોય તે એમ ખાત્રીથી કહેતાં શંકા કરશે નહિ કે ત્રણ હજાર વર્ષ અગાઉ હિંદુસ્થાનમાં જે માન સ્ત્રીઓને મળતું તેના કરતાં વિશેષ માન ગ્રીસ અને રોમના અતિ સુધરેલા દિવસોમાં પણ તે દેશોમાં તેમની સ્ત્રીઓને મળ્યું નથી.

વચગાળે પરદેશી રાજ્યોના હુમલાને લઇને અશાન્તિ થકી કેળવણીની જે શોચનીય સ્થિતિ થઈ તેમાંથી સ્ત્રીકેળવણી મુકત રહી નથી એમ જણાય છે. સ્ત્રીકેળવણીની તો ઉલટી ખરાબ સ્થિતિ થઈ. પરદેશી રાજ્યોના વારંવાર હુમલા અને જૂદા જૂદા રાજાઓનો પ્રજાપરનો જૂલમ, રાજ્યકરનાર પ્રજાની વહેમભરી નજરના લઇને, તેમજ અનેક બળાત્કાર બન્યાના પ્રસંગોએ કરીને મા દીકરી ને વહુ એનનો પ્રમાણમાં ભેદ રહ્યો નહિ. એમ લોકોક્તિ છે. તેથી શિયળ સાચવવાના મુખ્ય કારણે કરી ઓઝલ પડદા દાખલ થયા; અને સ્ત્રીઓને ગોંધી રાખવાની ન છૂટકે ફરજ પડી.[1] જે રૂઢી હજી પણ ઘણે સ્થળે ચાલુ છે. જે દેશની સ્ત્રીઓ ધર્મશાસ્ત્રોના વાદવિવાદની જાહેર સભાઓમાં ભાગ લેતી અને ધર્મક્રિયાઓમાં સાથે રહેતી તેને આમ ગોંધાઈ રહેવા વિદેશી રાજ્યોએ ફરજ પાડી અને શાસ્ત્રાર્થ કરનારી પવિત્ર આર્ય-ભગિનીઓએ પરપુરૂષ સાથે વાત કરવામાં પણ પાપમાં પડવાની ધર્મશાસ્ત્રોની આજ્ઞા ગ્રહણ કરી. તેને લઇને કેળવણી જેવા અગત્યના વિષય તરફ દુર્લક્ષ

૧ હજી સુધી હિંદુસ્થાનના મહારાષ્ટ્ર જેવા ભાગોમાં જ્યાં મુસલમાનોની સત્તા બહુ અલ્પ હતી ત્યાં ઓઝલ પડદા કે લાજ જેવું કંઈ નથી.

થયું. નામદાર બ્રિટીશ સરકારની સહાયથી હવે એ ભય દૂર થતો જાય છે. અને તેના લીધે કેળવણીમાં ફેલાવો થતો જાય છે. સને ૧૮૪૫ સુધીતો સ્ત્રીકેળવણીની સ્થિતિ સંતાપજનક હતી. મહર્ષિદાદાભાઇના પ્રયત્નથી સ્ત્રીકેળવણીનું દ્વાર ખૂલ્યું હતું. તોપણ બાળાઓને સ્કૂલમાં મોકલવી એ ચીતોડનો ગઢ જીત્યા બરાબર હતું. સદ્‌ભાગ્યે એ દિશામાં લોકલાગણીનું વિશેષ પ્રમાણ છે; તેથી જેમજેમ કેળવણીનો વિશેષ પ્રચાર થશે તેમતેમ ઓઝલ પડદા જેવા કેટલાક કઢંગા રીવાજો નષ્ટપ્રાય થશે; અને કેળવાયલી સ્ત્રીઓ આગળ પડતો ભાગ લઈ ભૂતકાળની દેવીઓની જેમ વિશ્વમાં અમર નામ રાખશે.

વિદ્યામાં, સાહિત્યમાં, વ્યાપારવણજમાં, ને હુન્નરઉદ્યોગમાં જેમ ભારતવર્ષની શ્રેષ્ઠતા સ્વતઃસિદ્ધ જણાય છે; તેમ લડાયક કેળવણીમાં પણ પ્રાચીન સમયમાં ભારતવર્ષની શ્રેષ્ઠતા માલૂમ પડે છે. રામ રાવણનું યુદ્ધ, કૌરવ પાંડવનું યુદ્ધ; આ અને આવાં ઘણાં યુદ્ધો તેની કળા, અંશો, સાહિત્યો, તથા વ્યૂહરચનાઓ ભારતવર્ષની પ્રજામાં જેટલે દરજ્જે જણાતાં હતાં—આધુનિક સમયમાં પછી ગમે તે કારણે ભલે નષ્ટપ્રાય થએલાં માલૂમ પડતાં હોય—તેટલે દરજ્જે અન્ય દેશોમાં એવા દાખલાઓ મળી આવવા દુર્લભ છે.

ઋગ્વેદના સમયથીજ આર્યપ્રજા લડાયક વિદ્યામાં સર્વોપરિપણું ભોગવતી આવી છે. માત્ર પ્રજાજ નહિ, સંસારીઓજ નહિ, પરંતુ "ઋષિઓ પણ લડાઇવેળા યોદ્ધા થતા હતા."[1] "વીર પુરૂષોને ઘણું માન મળતું હતું."[2]

મહારાજા દશરથના સમયમાં આઠ મંત્રીઓથી દરેક પ્રકારની વ્યવસ્થા રાખવામાં આવી હતી તેવો સ્પષ્ટ ઉલ્લેખ છે. મહાભારતના વખતની વ્યૂહરચના જગજાહેર છે. ત્યાર પછી ઘણાં વર્ષો વ્યતિત થવા છતાંએ તોપણ ચંદ્રગુપ્તના સમયની વ્યવસ્થા પ્રસંશાપાત્ર હતી. તે સમયે ચંદ્રગુપ્તપાસે મોટામાં મોટું બળવાન લશ્કર હતું. તેનો વહીવટ કરવાને તથા લશ્કરની સંભાળ રાખવાને ઘણી સારી રીતે છ જૂદાજૂદા વિભાગોમાં ૩૦ મેંબરોની પાંચ કમિટીથી લડાઈખાતું સ્થાપેલ હતું. (૧) દરિયાઈ ખાતાનું કામ, (૨) લશ્કરી માલ લઈ જવાની તથા લાવવાની તેમજ ખાવાપીવાની ગોઠવણ વિ૦, (૩) પાયદળ, (૪) ઘોડેસ્વાર, (૫) લશ્કરી રથો, (૬) લશ્કરી હાથીઓ; આ પ્રમાણે ગોઠવણ હતી. આવાં આવાં અનેક પ્રમાણો સાબીતી આપે છે કે ભારતવર્ષની પ્રજાની લડાયક વિષયમાં પણ શ્રેષ્ઠતા હતી.

---

૧ ઋગ્વેદ ૬-૨૦-૧. ૨ ઋગ્વેદ ૫-૬૧-૮.

અન્ય દેશો માટે ઇલીયડનો પ્રસંગ, સીકંદરની મહાન લડાઇઓ અને અન્ય દૃષ્ટાંતો લઇએ; તોપણ રામાયણ અને મહાભારતના પ્રસંગો જેવા પ્રસંગો મળવા દુર્લભ છે. પરંતુ આ દેશ માટે એમ કહેવામાં આવ્યું હોય એવું જણાતું નથી. ચાલુ રાક્ષસી વિગ્રહમાં પણ જેજે લડાયક યંત્રો હસ્તી ધરાવે છે તેમાંના મોટે ભાગેનાં યંત્રો ભારતવર્ષની પ્રજાએ વાપરેલાં હોવાનું ગ્રંથોમાંથી મળી આવે છે. આના સંબંધમાં કર્નલટૉડ પોતાના રાજસ્થાનમાં નીચે પ્રમાણે લખે છે. "આજ સુધી રજપુત રાજ્યોપરત્વે યૂરોપને જે કાંઈ માહિતી મળી છે તેથી "હિંદુસ્થાનના તે વિભાગના મહત્વ વિષે ભૂલ ઉત્પન્ન થઈ છે. તે દેશના "ઇતિહાસના પ્રથમ યુગમાં પણ રજપુત રાજ્યોનો વૈભવ, ભાટચારણોની "અતિશયોક્તિ બાદ કરીએ તોપણ ઘણોજ હોવો જોઇએ. ઉત્તર હિંદુસ્થાન "પ્રથમથીજ પૈસાદાર હતું. સિંધુ નદીના બંને કાંઠાપર આવેલો વિભાગ "ડરાયસની અમૂલ્ય સુબાયત (Satrapy) હતી. તેમાં ઇતિહાસ માટે ઘણુંજ "સુપ્રસિદ્ધ સાહિત્યો છે. રાજસ્થાનમાં એક પણ ન્હાનામાં ન્હાનું રાજ્ય "નથી કે જ્યાં થરમોપીલી જેવું યુદ્ધ થયું ન હોય. ભાગ્યેજ એવું એકપણ "શહેર હશે કે જ્યાં લીઓનીડાસ જેવો શૂરવીર જન્મ નહિ પામ્યો હોય. "તેમનાં ચરિત્રો, તેમનો ઇતિહાસ કે જે સારા ઇતિહાસ કર્તાની જાદુઈ લેખિનીથી "ચિતરાઇને—લખાઇને નિરંતર અપૂર્વ પ્રસંશાને પાત્ર થઈ શકત તે કાળના "અભેદ અંધારામાં વીંટળાઈ રહ્યો છે. નહિતો સોમનાથે ડેલ્ફીસની હરિફાઈ "કીધી હોત, હિંદની લૂંટફાટોએ લીબીયાના રાજાની દોલત બરોબરી કરી "હોત, અને પાંડવોની વ્યૂહરચના આગળ ઝરઝીસ (Xerxes)નું લશ્કર "લઘુત્વમાં સમાઈ ગયું હોત. પરંતુ હિંદુસ્થાનમાં હેરોડોટસ અને ઝેનોફોન "(Xenophon) જેવા ઇતિહાસકારો નહિ હતા. અને કદાચ હતા તો "દુર્ભાગ્યે તેમના ગ્રંથો ખોવાઈ ગયા છે."

ગમે તે કારણના લીધે રામાયણના સમયે ઇલીયડની હકિકત બન્યાનો જે દાવો પશ્ચિમની પ્રજા કરે છે; તેના સામે દાખલા દલીલો રજુ કરી તેનું પિષ્ટપેષણ કરવા માટે આ વિષય તેમજ સ્થાન નથી. પરંતુ રામાયણ અને મહાભારતના સમયની ઝાહોજલાલીના સમયે કોઇપણ દેશ ભારતવર્ષની બરોબરી કરી શકે તેમ નહતો. એમ હાલના જમાનાના વિશિષ્ટ ગણાતા ઇતિહાસકારો કહે છે. આધુનિક સુધરેલી અને કેળવણીમાં આગળ વધેલી યૂરોપીય પ્રજાને મગરૂબ થવાને ઘણા સૈકડાઓ થયા નથી એમ પણ તેજ ઇતિહાસકારો કહે છે; અને તેથી એ કારણો

સપ્રમાણ માનીએ તો કેળવણી એ વિષય ભારતવર્ષની પ્રજાને મન નવો વિષય નથી.

આમ ભિન્નભિન્ન વિષયોની કેળવણીમાં ભારતવર્ષના ગૌરવની ખાત્રી થયા પછી, કેળવણી જેવા ઉપયોગી વિષયમાં ભૂતકાળના ગંભીર વિચારો અને પવિત્ર શોધો વિષે કોના હૃદયમાં નવી ભાવના ઉત્પન્ન ન થાય? કોને હિંદને માટે નજર આગળ નવું તેજ ન લાગે? વેદો અને ઉપનિષદ્ જેવા ફલદાયક અને ઉચ્ચભાવના પ્રેરનાર મૂલ ગ્રંથો આ દેશની પ્રજાનું આશ્વાસન થઈ પડ્યું છે. એમ મી. દત્ત કહે છે.

જમાનાના ફેરબદલાના શરૂઆતના સમયમાં લોકોની પ્રબળ ઇચ્છાની આડે અનેક પ્રકારની મુસ્કેલીઓ તથા વિટંબણાઓ આવતાં તેને લીધે વિદ્યાપીઠોમાં અપાતી કેળવણીનાં સાધનો ઓછાં થતાં ગયાં. તેથી તેને જોઇતું ઉત્તેજન ન મળવાથી કેળવણી પ્રાન્તિક કેળવણીના સ્વરૂપે વહેંચાઈ ગઈ; અને સૈકાઓની અશાંતિના પરિણામે ઉપર જણાવ્યા પ્રમાણે કેળવણીનું ક્ષેત્ર અત્યંત સંકુ-ચિત થયું. પ્રજામાં કોઈપણ પ્રકારના સંસ્કાર, ઉત્સાહ, કે ધૈર્યનાં અંકુરો દૃષ્ટિગોચર થતાં નહોતાં. સદ્‌ભાગ્યે કેળવણીમાંજ સર્વસ્વ માનનારી ને કેળવણી ઉપર અથાગ પ્રીતિ રાખનારી બ્રિટીશ પ્રજાનો ભારતવર્ષને સંયોગ થયો. ક્ષયરોગમાં સંપૂર્ણ સપડાયેલ ભારતવર્ષની કેળવણીની નાડી એ ધન્વન્તરીના હાથમાં આવતાં તેણે દરદ તપાસી તેની ખરી પરીક્ષા કરી જોઇતી અમૂલ્ય દવા આપવાનો સ્તુતિપાત્ર પ્રયાસ કર્યો; ને તે દરદ નાબુદ કરવાને જે પ્રયાસ આદર્યો તે પ્રસંગ ભારતવર્ષના ઇતિહાસમાં સુવર્ણમય અક્ષરે લખી રાખવા જેવો મહાન પ્રસંગ છે.

---

## આધુનિક કેળવણી.

## (MODERN EDUCATION.)

આધુનિકકેળવણી (Modern Education) નો સમય હિંદનું રાજ્યતંત્ર પરમ કૃપાળુ નામદાર બ્રિટીશસરકારના સ્વાધીનમાં આવેથી એટલે કે અઢારમીસદીના મધ્યકાળથી શરૂ થએલ છે, એમ માનવાને આપણને ઇતિહાસથી કારણ મળે છે.

બ્રિટીશપ્રજાનો ઈ. સ. ૧૭૫૭ થી ઈ. સ. ૧૮૩૦ સુધીનો સમય ભારતવર્ષમાં સાર્વભૌમ સત્તા કરવામાં રોકાયો તે વખત દરમિયાન પણ ભારતપ્રજાની કઢંગી સ્થિતિનું નિરીક્ષણ કરવામાં તેમનું લક્ષ પરોવાયલું હતું. તોપણ સાર્વજનિક કેળવણીની અગત્યતા છે એમ સ્વિકારી તેને માટે કોઈ-પણ પ્રકારનાં ત્વરિત પગલાં ભરવાંને જોઇતો અવકાશ નહતો એમ જણાય છે. અત્રે એટલું જણાવવું ઉપયોગી છે કે બ્રિટીશસામ્રાજ્યનો અમલ થયા પહેલાં નિશાળો નહોતી એમ નથી. જેમ સુરત, ભરૂચ, વડોદરા અને કાઠીયાવાડમાં ગામઠીશાળાઓ હતી તેમ સમસ્ત હિંદમાં ઠેરઠેર ગામઠી-શાળાઓ હતી. હાલ મારવાડીના છોકરા જેટલું ભણે છે તેટલું શિક્ષણ પ્રજાને મળતું; ને સારા વળાકાદાર અક્ષર ઉપર ખાસ ધ્યાન આપવામાં આવતું. ગામઠી શાળાના અભ્યાસ ઉપરાંત બીજા અન્ય વિષયોના અભ્યાસ માટે તથા ફારસી ભાષાના અભ્યાસ માટે પણ શાળાઓ હતી, ને બ્રાહ્મણો વેદનો અભ્યાસ તો કરતાજ હતા. સરાફના છોકરાઓ ગામઠી નિશાળે સાધારણ રીતે શિખી રહે એટલે નામું ઠામું ને હિસાબ કિતાબ શિખવા પેઢીમાં જોડાઈ જતા. આના સંબંધમાં મુંબઈના અને મદ્રાસના નામદાર ગવર્નરોના અભિપ્રાયો શ્રીયુત રોમેશચન્દ્ર દત્તે પ્રગટ કર્યા છે તે જાણવા જોગ હોઈ જાણ માટે અત્રે ઉતાર્યા છે.

"પ્રાથમિક કેળવણી આ દેશમાં પરાપૂર્વથી યૂરોપ કરતાં ઘણા મોટા વિસ્તારમાં
"પ્રચાર પામેલી છે. ગામઠી શાળાઓમાં અભ્યાસ કરનારા છોકરાઓ લેખાંમાં બહુ
"પ્રવિણતા દર્શાવતા હતા. આ દેશના બ્રાહ્મણો અને ઉંચા વર્ગના લોકો પોતાનાં
"છોકરાઓને કંઈક કેળવણી આપવાની ધાર્મિક ફરજ સમજતા અને વ્યાપારીવર્ગ પણ
"બાપદાદાના ધંધા સારૂ પોતાના છોકરાઓને લાયક કરવાને માટે બારાખડી અને નામું
"શીખવતા. બ્રિટીશ રાજ્યે પ્રાચીન પ્રાથમિક કેળવણીની આ પદ્ધતિ સ્વીકારી છે.
"અને નાણાંની મદદ આપી છે. જે મદદ અપાય છે તે હજુ પૂરતી નથી. ગામડાની
"પ્રાથમિક કેળવણીને વધારે ઉદારતાથી મદદ આપવાની અને તેનો લાભ ખેડુતવર્ગના
"છોકરાઓ વધારે સારી રીતે લઈ શકે કે જેથી નામના ખર્ચે લેખન વાંચન અને નામું
"બધા જાણી શકે. એવી ગોઠવણ કરવાની આ દેશમાં (હજીપણ) ઘણી જરૂર છે
"દરેક ગામડામાં નિશાળો સ્થાપવાની ફરજ અદા કરવાની હજી બાકી છે."

આ કેળવણીનો સમય અઢારમી સદીના મધ્ય કાળથી શરૂ થાય છે. એમ વાસ્તાવિક રીતે માની શકાય. આ સમયે ઇસ્ટઇન્ડીયા કંપનીનો આ દેશમાં અમલ હતો; ને કેવળ વ્યાપારમાંજ તેનુંમન પરોવાયલું હતું. આજ વખતે સાર્વજનિક કેળવણી તરફ તીવ્ર લાગણી ધરાવનારા દીર્ઘદ્રષ્ટિથી સૂચના કરનારા સંભાવિત ગ્રહસ્થો ઈંગ્લાંડમાં હતા. હિંદને સાર્વજનિક કેળવણીની જરૂર

છે, હિંદીઓને કેળવવાની એક સુધરેલી સરકારની ખુલ્લી ફરજ છે એમ તેઓ હિંદના કાર્યવાહક મંડળના પ્રતિનિધીઓને આગ્રહપૂર્વક સૂચનાઓ કરતા. ત્યારે હક્કપત્રોની ફેરબદલીના જરૂરીયાત પ્રસંગે કંપની સરકારના અમલદારો ભવિષ્યમાં લક્ષ આપવાનું કહેતા. પરંતુ હિંદમાં રહેતા તેના અમલદારો આવી સૂચનાઓ ઉપર સંપૂર્ણ લક્ષ આપતા નહોતા એમ પ્રસિદ્ધ થએલા રીપોર્ટોના આધારે કહી શકાય છે. વૉર્ન હેસ્ટીંગ્સના વખતમાં આ તરફ કૈંક ધ્યાન અપાયું ને ઇ. સ. ૧૭૮૧ માં કલકત્તામાં મદરેસાની સ્થાપના કરવામાં આવી. તેમજ ૧૭૯૨ માં કાશીમાં સંસ્કૃત પાઠશાળા સ્થાપી. કંપની સરકારના આ વહિવટ દરમિયાન ઈ. સ. ૧૮૦૧ થી હિંદી કેળવણી ખાતે એક લાખ રૂપીઆ કાઢ્યા હતા. પણ આ રૂપીઆ વિશેષે કરીને અરેબીક અને સંસ્કૃત સાહિત્યની શોધખોળમાં વપરાઈ જતા. એટલે આ ગોઠવણથી–સ્થપાયલી શાળાઓથી–હિંદીકેળવણીને કોઈ પણ પ્રકારનું વિશેષ ઉત્તેજન મળ્યું નહિ એમ સર્વ સ્થળે જણાયું. ત્યાર પછી એજ અધિકારીના વખતમાં સને ૧૮૧૭ માં કલકત્તામાં એક હિંદુ કૉલેજની અને પુનામાં સને ૧૮૨૧ માં એક પાઠશાળાની સ્થાપના કરવામાં આવી. મુંબઈ-ઇલાકામાં ૧૮૨૬ માં સ્કૂલો સ્થપાઈ તે વખતે દશ ગુજરાતી સ્કૂલોથી શરૂઆત થઇ હતી. સને ૧૮૨૮ માં મુંબઈમાં પહેલ વહેલી અંગ્રેજી નિશાળ ઉઘડી. ને એજ વર્ષમાં શાળોપયોગી પુસ્તકો પણ રચાયાં. ઈ. સ. ૧૮૧૭ ના અરસામાં રાજા રામમોહનરાયના ઉદાર ધોરણની અંગ્રેજી કેળવણીની માગણીના પ્રબળ અવાજથી તેમજ ઈ. સ. ૧૮૩૦–૩૫ માં લૉર્ડ બેન્ટીક સરખા ઉદારચરિત અધિકારી અને લૉર્ડ મેકોલે જેવા બ્રહસ્પતી સરખા મંત્રીનો સંયોગ થવાથી, આ દેશના ભલાને માટે સાર્વજનિક કેળવણીની બાબતમાં નામદાર સરકારે અમુક દિશા નક્કી કરીને ઈ. સ. ૧૮૩૫ ના માર્ચની ૭ મી તારીખે એક ઠરાવ પ્રસિદ્ધ કર્યો કે "ભારતવર્ષની પ્રજાને પ્રાથમિક કેળવણી દેશીભાષામાં અને માધ્યમિક કેળવણી અંગ્રેજી ભાષામાં આપવી". આ મુક્તદ્વાર ધોરણથી અનેક પ્રકારના અપ્રતિમ ફાયદા થયા તેમાં શક નથી. અનેક વર્ષો થયાં સરસ્વતીનાં મંદિરોનાં દ્વાર બંધ થયાં હતાં તે ખુલ્યાં અને આ મંદિરોમાં સેવકોનો પ્રવેશ થવો શરૂ થયો. તોપણ મી. દત્ત જણાવે છે તેમ મુંબઈ કેળવણીની બાબતમાં સર્વ કરતાં પાછળ હતું. ઈસ્ટઇન્ડીયા કંપનીના ધર્મગુરૂઓ થોડી ધર્માદાની શાળાઓ ઉપર દેખરેખ રાખતા અને મિશનરીઓના પ્રયત્નો પણ ૧૮૧૪ માં જે થોડા મિશનરીઓ મુંબઇમાં આવેલા તેમનાજ હાથમાં સમાઈ રહ્યા હતા. સને ૧૮૩૪ માં મુંબઇમાં એક કૉલેજ

સ્થાપવામાં આવી. એટલે આ સમયથીજ ઉચ્ચ કેળવણીની શરૂઆત થઈ હતી. સને ૧૮૪૪ માં અંગ્રેજી ભાષાને રાજભાષા તરીકે ઠરાવવામાં આવી અને ૧૮૫૫ થી અંગ્રેજી ભાષામાં તમામ કેળવણી આપવાની શરૂઆત થઇ. ઈ. સ. ૧૮૫૭ માં કલકત્તા, મુંબઈ, તથા મદ્રાસની યુનિવર્સીટીઓ કાયદેસર સ્થાપવામાં આવી ત્યાર પછી મુંબઈ ઇલાકામાં ૧૮૬૦ માં મુંબઇની સરકારી લૉ સ્કૂલ અને ગ્રાંટ મેડીકલ કૉલેજ, ૧૮૬૧ માં વીલસન કૉલેજ, ૧૮૬૫ માં પુનાની કૉલેજ ઑફ એન્જીનીઅરીંગ, ૧૮૭૯ માં ગુજરાત કૉલેજ, ૧૮૮૦ માં કોલા-પુરની રાજારામ કૉલેજ, ૧૮૮૧ માં બરોડા કૉલેજ, ૧૮૮૫ માં ભાવનગરની શામળદાસ કૉલેજ, ૧૮૮૭ માં મી. દયારામ જેઠમલ કૉલેજ, અને ૧૯૦૧ માં જુનાગઢની બાઉદ્દીન કૉલેજ; એમ અનુક્રમે મુંબઈ યુનિવર્સીટી તરફથી સ્વિકા-રાયલી જાહેર થઇ હતી. સ્ત્રીકેળવણી માટે પણ પ્રયાસો થતા હતા. **મહર્ષિ દાદાભાઈ**ના પ્રયત્નથી આ દ્વાર પણ ખૂલ્યું હતું. ને સ્ત્રીકેળવણીની ધીમે ધીમે શરૂઆત થએલી હતી. આને માટે પણ રીપોર્ટમાં—એ વખતના માટે-લખેલ છે કેઃ-

"ઉંચા વર્ગની કન્યાઓ અને નાની વહુઓ ઘણું કરીને ઘરમાં કેળવણી લે છે "અને નીચેની નિરક્ષર કોમોમાં સ્ત્રીઓને ધાર્મિક અને નૈતિક શિક્ષણનાં સત્યો "શિખવવામાં આવે છે. અને પ્રજાકીય વાર્તાઓનું અને સાહિત્યનું તેમનું જ્ઞાન તે "વર્ગના યુરોપના લોકોમાં હોય છે તેના કરતાં વધારે હોય છે. અને એમ કહી "શકાય કે ગામડાંઓમાં પણ નિરક્ષર સ્ત્રીઓને ધર્મનું, રાષ્ટ્રીય સાહિત્યનું અને "ઇતિહાસનું જ્ઞાન યુરોપની ગરીબ લોકોની સ્ત્રીઓ જે બાઇબલ જાણે છે અને સસ્તાં "પત્રોમાં આવતી વાર્તાઓ વાંચી શકે છે તેના જેટલું તો હોય છે."

સાર્વજનિક કેળવણી વિશે વધુ ઉહાપોહ થતાં તેની જરૂરીયાતો સંબંધી નામદાર સરકાર તરફથી સને ૧૮૫૪ અને ૧૮૫૯ માં ખરીતાઓ પ્રગટ થયા અને ધીમે ધીમે ચાલતા કાર્યને ત્વરાથી કરવાને પુષ્ટી આપી.

---

૧ સને ૧૮૫૪ નો સર ચાર્લ્સ વુડનો યાદગાર ખરીતો આ પ્રમાણે છેઃ—

"Among many subjects of importance none can have a stronger claim to our attention than that of education. It is one of our most sacred duties to be the means, as far as in us lies, of conferring upon the natives of India those vast moral and material blessings which flow from the general diffusion of useful knowledge, and which India may, under Providence, derive from her connection with England."

"Our attention should now be directed to a consideration if possible still more important and one which has hitherto, we are bound to admit, been too much neglected, namely,

રાજ્ય અને પ્રજા ઉભયની સહાયથી માધ્યમિક કેળવણીને ઉત્તેજન મળવા લાગ્યું. પણ પ્રાથમિક કેળવણી તો મંદ સ્થિતિમાંજ રહી. કમિશનના રીપોર્ટ પરથી જણાય છે કે સને ૧૮૩૨ માં મુંબઈ ઇલાકામાં ૧૭૦૫ શાળાઓમાં ૩૫,૧૪૩ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરતા હતા. અને ૧૮૮૨ માં હિંદમાં ૮૫,૦૦૦ પ્રાથમિક શાળાઓમાં અભ્યાસ કરનાર છોકરા તથા છોકરીઓની સંખ્યા ૨૫ લાખ જેટલી હતી. એટલે વસ્તીના પ્રમાણમાં કેળવણીના ફેલાવાનું પ્રમાણ ૧,૨ ટકા જેટલું હતું. કેળવણીની આવી સ્થિતિ હતી છતાં કેળવણીનો જોઇએ તેવો લાભ પ્રજાને અપાયો નહિ. લૉર્ડ મેકોલેની ભલામણ ઉપર અધિકારીઓએ પૂર્ણપણે લક્ષ આપ્યું નહિ તેથી હિંદી પ્રજાને કેળવણી જેવા ગહન વિષયમાં જોઇએ તેવો લાભ લેવાની તક મળી નહિ એમ કેળવાયલા અનુભવીઓ તરફથી કહેવામાં આવે છે. સને ૧૮૫૪ થી ૧૯૦૪ સુધી આ પ્રમાણેજ ચાલ્યું. ઉદારતાથી અને અંકુશની રીતિથી હિંદીપ્રજાને કેળવણી મળે તે લેવી અને પ્રજાએ તેમાંજ સંતોષ માનવો. આમાં યોગ્ય ફેરફારો કરવા સારૂ યુનિવર્સીટી અને નેશનલ કોંગ્રેસ જેવાં મંડળો, તથા સ્વ૦ **મી૦ ગોખલે** જેવા વીરનરે અગત્યનો ભાગ લીધો હતો પણ **शनैः शनैर्गतः पन्थाः** ક્રમાનુસાર ચાલ્યું. કેળવણી વધુ ઉત્તેજીત થઈ છે એમ કહેવાતું એ વાત ખરી, પરંતુ પ્રસિદ્ધ થએલા આંકડા નીચે ઉતાર્યા છે તે પરથી સહજ ખ્યાલ આવશે કે કેળવણીમાં કેવો ને કેટલો વધારો થયો છે.

સને ૧૯૧૧ ના મુંબઈના સેન્સસ રીપોર્ટમાં છે કે "ચાલુ ગણત્રીમાં દર હજારે ૭૦ પુરુષ ભણેલા તરીકે નોંધાયલા છે.[૧] મુંબઈ શહેરમાં દરહજારે ૨૮૨ પુરુષ ને દર હજાર સ્ત્રીએ ૧૨૩ ને લખતાં વાંચતાં આવડે છે. તેનાથી બીજે નંબરે ગુજરાત આવે છે. એમાં હજારે ૨૦૧ પુરૂષ અને હજારે ૨૬ સ્ત્રીઓ ભણેલીના વર્ગમાં આવે છે. ત્યાર પછી બીજા ભાગોનું મોટું અંતર પડી જાય છે, અને કર્ણાટક, દક્ષિણ, તથા સિંધનું પ્રમાણ ઘણું ઓછું આવે છે."

---

how useful and practical knowledge suited to every station in life should be conveyed to the great mass of the people who are utterly incapable of obtaining any education worthy of the name by their own unaided efforts, and we desire to see the active measures of Government more especially directed for the future to this object, for the attainment of which we are ready to sanction a considerable increase in expenditure."

૧ મુંબઈ ઈલાકાની ૨ કરોડ ૭૦ લાખની કુલે વસ્તીમાંથી ૨ કરોડ ૫૨ લાખ માણસો તદ્દન અભણ છે.

"સને ૧૯૧૨-૧૩ માં છોકરા છોકરીઓની હિંદમાં પ્રાથમિક શાળાઓ ૧,૨૭,૬૪૯ હતી અને તેનો લાભ ૫૨,૬૧,૪૯૩ જણાંએ લીધો હતો. એટલે કુલ વસ્તીના પ્રમાણમાં સાર્વજનિક પ્રાથમિક કેળવણીના પ્રસારનું પ્રમાણ ૨ ટકાથી કંઈક વધારે આવે છે."

સિવાય હમણાંજ આંકડાઓ પ્રસિદ્ધ થયા છે તેની વિગત:—

| પ્રાંત | | ભણતા વિદ્યાર્થીઓ. | કુલ વસ્તીના ટકા. |
|---|---|---|---|
| મદ્રાસ | ... | ૧૨,૮૦,૦૦૦ | ૩·૧ |
| મુંબઈ | ... | ૯,૨૩,૦૦૦ | ૩·૪ |
| બંગાળા | ... | ૧૬,૧૦,૦૦૦ | ૨·૯ |
| સંયુક્ત | ... | ૭,૧૨,૦૦૦ | ૧·૫ |
| મધ્યપ્રાંત ને વરાડ | | ૩,૧૩,૦૦૦ | ૨·૦ |
| તેમજ અન્ય દેશોના આંકડા મળીને:— | | | |
| કુલ | | ૬૭,૮૧,૦૦૦ | ૨·૭ |

સને ૧૮૮૨ માં આ પ્રમાણ ૧·૨ ટકા હતું તે સને ૧૯૧૨-૧૩ અને સને ૧૯૧૬ સુધીમાં, ૩૪ વર્ષમાં માત્ર સરેરાશ એક ટકાથી કૈંક વધુ પ્રગતિનું પરિણામ જણાયું છે.

વસ્તીપત્રક પ્રમાણે દેશમાં ૭૦ ટકા ખેડુતો અને ખેતીનું કામ કરનારા રહે છે. આ સિવાય ૧૧ ટકા ઉદ્યોગ ધંધો કરનારા, ૬ ટકા વણજ વ્યાપાર કરનારા, અને ૧૨ ટકાથી પણ કંઈક વધારે નોકરીઆતો અને ભિક્ષુકો વિગેરે બાદ કરતાં છેવટ સુશિક્ષિત કહેવાતા ભારતવાસીઓની સંખ્યા ફક્ત એક ટકો રહે છે. આ કારણને લીધેજ હિંદુસ્થાનમાં સેંકડે ભણેલાનું પ્રમાણ ઘણુંજ ઓછું આવે છે.[1] ત્યારે ઈંગ્લાંડ, જર્મની, હોલાંડ, જાપાન, યુનાઈટેડ સ્ટેટ્સ, બેલજીયમ, આયર્લૅંડ, ઑસ્ટ્રેલીયા અને યુનાઇટેડ સ્ટેટ્સના નીગ્રો અથવા હબસીમાં સેંકડે ભણેલાનું પ્રમાણ ૯૯, ૯૯, ૯૮, ૯૫, ૮૯, ૭૮, ૭૦, ૬૧, અને ૫૫ છે. ત્યારે હિંદમાં ભણેલાનું પ્રમાણ સેંકડે ૬ ટકા કરતાં સહેજ ઓછું આવે છે.

આ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે પ્રજાનો મોટો ભાગ વાંચન લેખનમાં હજી પછાત છે. આ શોચનીય સ્થિતિ સુધારવાની અત્યંત આવશ્ય-

---

૧ એટલે કે કેળવાયલાનું પ્રમાણ દર હજાર દીઠ ૧૦૮ અને કેળવાયલી સ્ત્રીઓનું પ્રમાણ ફક્ત ૧૦ નું છે.

કતા છે એમ નામદાર સરકાર માને છે પણ હિંદીપ્રજાના કમનસીબે એ દિશામાં જોઇએ તેવા સ્વરૂપમાં પ્રયાસ થતો નથી. ચાલુ ભયંકર યૂરોપી જંગમાં હિંદવાસીઓએ રાજ્યભક્તિની છાપ બેસાડી છે; અને મિત્રરાજ્યોની ફતેહને પરિણામે સુલેહ થયા પછી હિંદીપ્રજાને અનુકૂળ કેળવણીના સાધનોવાળું નવું રાજ્યપ્રકરણ શરૂ થશે એમ સમસ્ત હિંદીપ્રજા આશા રાખે છે.

અભણવર્ગ કોઇપણ કાળે ન હોય એ વાત તદન અસંભવિત છે. ભોજના સમયમાં શૂદ્ર અને ચાંડાલ પણ સંસ્કૃત ભાષા જાણતા હતા એમ સંસ્કૃત સાહિત્ય પરથી કહેવાય છે. તોપણ પ્રાચીન કાળમાં કેળવણીના શિક્ષણનો પ્રભાવ આટલો બધો હતો છતાં અભણ અને બીનકેળવાયલો વર્ગ પણ હતો એમ માનવાને આપણને કારણો મળે છે. તે વખતે વસ્તીનું પ્રમાણ હાલના કરતાં ઓછું હતું ત્યારે કેળવણી પામેલો વર્ગ વધુ સંખ્યામાં હતો; એમ ગ્રંથો તથા ઇતિહાસ સાક્ષી આપે છે. હાલ ૩૧।। કરોડ વસ્તીના પ્રમાણમાં કેળવણીનું પ્રમાણ આગળ કહ્યા પ્રમાણે છે; એટલે ૫ ગામે ૧ સ્કૂલ છે અને ૪ છોકરે ૧ છોકરો ભણે છે.[1]

પ્રાચીનમાં પ્રાચીનસમયમાં—એટલે વેદ અને પુરાણોના સમયથી દરેક જમાનામાં શારીરિક, માનસિક, નૈતિક અને ધાર્મિક શિક્ષણ અપાતું હતું, તેટલાજ વિષયોનું હાલ પણ શિક્ષણ આપવામાં આવે છે છતાં એકંદરે કેળવણીમાં સંતોષકારક સ્થિતિ નથી એમ કહેવાય છે. આમ થવાનાં બે કારણો માની શકાય; (૧) કાંતો ગ્રહણ કરનારની ન્યૂનતા, અને (૨) કાંતો શિક્ષણનો ક્રમ નકકી કરનારની અને શિક્ષણ આપનારની ન્યૂનતા; પરંતુ એટલું તો ખરૂં કે હિંદીપ્રજાને કયો શિક્ષણક્રમ અનુકૂલ છે તેનો વિચાર કરવાને માત્ર થોડા ગ્રહસ્થોએજ પરિશ્રમ લીધો હોય એમ જણાય છે. એવો પરિશ્રમ કરનારાઓમાંના લૉર્ડ બેન્ટીક, લૉર્ડ મેકોલે, સર ટી. સી. હોપ,[2] મી૦ ગોખલે અને એ કોટીના અન્ય ગ્રહસ્થોનો પરિશ્રમ એમના અંતઃકરણપૂર્વક કરેલાં જાહેર કર્તવ્યોથી જણાઇ આવે છે એમ કહેતાં અમોને આનંદ થાય છે.

આ પ્રમાણે પ્રાથમિક શિક્ષણનું, માધ્યમિક શિક્ષણનું, અને ઉચ્ચ શિક્ષણનું ટુંકામાં અવલોકન કર્યું. તેથી બેશક હિંદી પ્રજાને ઘણા ઘણા લાભો

---

૧ હિંદુસ્તાનમાં કુલે ૧,૫૯૪ શહેરો અને ૫,૮૨,૭૨૮ ગામો છે અને પ્રાથમિક શાળાઓ ૧,૨૩,૫૭૮ છે; એટલે ૫ ગામે ૧ સ્કૂલનું પ્રમાણ આવે છે.

૨ મુંબઈ ઈલાકાના કેળવણી ખાતાનું બંધારણ વિશેષે કરીને સર ટી. સી. હોપને આભારી છે.

થયા છે એમ માનવાને કેટલાંક સ્પષ્ટ કારણો છે. તેની સાથે એમપણ કબૂલ કરવું જોઇએ કે કેળવણી જોઇએ તેવા સ્વરૂપમાં હજી પ્રકાશિત થઈ નથી. નામદાર બ્રિટીશ સરકારના અમલ દરમિયાન શહેરોમાં અંગ્રેજી કેળવણીનો અને ગામડામાં તેમજ નાના શહેરોમાં દેશની ભાષામાં અપાતી કેળવણીનો ઘણો ફેલાવો થયો છે. યુનિવર્સીટીની ડીગ્રીઓ મેળવનારા કેળવાયલા વર્ગથી દેશને અત્યંત લાભ છે, અને હાલના જમાનામાં લડાયક યોદ્ધાઓ જેટલા પ્રમાણમાં દેશને લાભ કરી આપશે તેટલાજ પ્રમાણમાં અથવા વિશેષ પ્રમાણમાં કેળવાયલા પુરૂષો લાભ કરી આપશે એ સંભવિત છે. પણ એ વખત આવવાને હજી ઘણો સમય છે. જે દેશમાં ૯૫ ટકા જેટલો ભાગ લખવા વાંચવાનું પણ કામ જાણી શકતો નથી તે દેશની ઉન્નતિ થતાં ઘણાં વર્ષો લાગશે; અને તેટલા માટેજ વારંવાર ભાર દઇને આગ્રહ કરીને કહેવામાં આવે છે કે હિંદુસ્થાનની પ્રજાને કેળવણીની અત્યંત જરૂર છે

———:o:———

## હાલમાં અપાતી કેળવણીની ખુબીઓ.

હાલમાં અપાતી કેળવણીના વિષયમાં અંગ્રેજી કેળવણી પ્રાધાન્યપણું ભોગવે છે; એટલે આપણે તેની ખુબીઓ તપાસીશું. પ્રાચીન કાળમાં પ્રથમ વેદભાષા, પછી ઝંદ, સંસ્કૃત, પાલી, માગધી, પ્રાકૃત વિ૦ ભાષાઓ જમાનાની અનુકૂળતા પ્રમાણે લખવા બોલવામાં વપરાતી. તેમ હાલ અંગ્રેજી ભાષા એક ભાષા(Lingua Franca) તરીકે વપરાય છે; અને રાજભાષા હોવાથી એ ભાષાને પ્રથમ સ્થાન આપવું જોઇએ એ સ્વાભાવિક છે. ઈતર ભાષા (Second Language)તરીકે સંસ્કૃત, ઉર્દુ, ફ્રેન્ચ વિગેરે ભાષાઓ સ્થાન ભોગવે છે; અને વિદ્યાર્થીઓને આ ભાષાનું જ્ઞાન આપવામાં આવે છે. એક વખત એવો હતો કે ફ્રેન્ચ ભાષા જાણનાર મુસાફર યુરોપખંડમાં સહેલાઇથી મુસાફરી કરી શકતો. તેમ હાલ અંગ્રેજી ભાષા જાણનાર જગતના સઘળા ભાગોમાં સહેલાઈથી મુસાફરી કરી શકે છે. કેમકે અંગ્રેજી ભાષા એક ભાષા (Lingua Franca) તરીકે વપરાય છે. આ ઉપરાંત એ ભાષા એટલી બધી પરિચીત થઈ ગઈ છે કે એ ભાષાના છૂટક છૂટક શબ્દોએ દેશે દેશની અને પ્રાન્તિક ભાષાની બોલાતી ભાષામાં પણ સ્થાન લઈ લીધું છે; અને તેમાં પણ હાલ બોલાતી અનેક ભાષાઓને લઇને આપણી ગુજરાતી ભાષા સેળભેળ બની રહી છે. તેથી હાલના સમયે ગુજરાતી ભાષાનો કોષ બનાવવા જતાં કેટલીક ભાષાઓ જાણવી જોઇએ છીએ. સંસ્કૃત ભાષાનો લય થયા પછી "બારગાઉએ બોલી બદલે"

આ કહેવત હયાતીમાં આવી હોય એમ જણાય છે. કેમકે તે પહેલાંતો દેશની એકજ ભાષા હતી. મુંબઈના માટે પણ "બાવન બોલી" નામની કહેવત ઉદાહરણ તરીકે વપરાશમાં આવતી જણાય છે. એ ઉપરથી એટલું અનુમાન થઇ શકે છે કે છેલ્લાં કેટલાંક શતકો થયાં ભાષામાં અનેક પ્રકારનાં પરિવર્તનો થયાં છે; અને તેથી કેળવણીની સ્થિતિમાં પણ પરિવર્તન થાય એ દેખીતુંજ છે. તોપણ સો વર્ષ પહેલાં કઈ ભાષા દેશભાષા તરીકે ગણવી એ પ્રશ્ન હતો. પણ એ પ્રશ્નને હવે સ્થાન રહેતું નથી. કેમકે ભાષા તરીકે અંગ્રેજી ભાષાને સ્થાન મળ્યું છે.

આપણે જોઇ ગયા તેમ આપણી પ્રાચીન કેળવણીમાં પ્રસંગોપાત મહાન ફેરફારો થતા ગયા, અને આધુનિક કેળવણીના નિકટ સમાગમમાં આવતાં એ કેળવણીની ખુબીઓ અને ખામીઓ તપાસવાની આપણને તક મળી. આપણી પ્રાચીન કેળવણીમાં હિંદની અનુકૂળ કેળવણીના જે ખુબી ભર્યા અંશો હતા તેવાજ કેટલાક અંશો આપણાં સદ્‌ભાગ્યે હાલની અપાતી પરભાષાની કેળવણીમાં નજરે પડે છે. ને ધીમે ધીમે તેમાં સમયાનુસાર જેજે સુધારા થતા જાય છે તે પ્રાચીન કેળવણીને—હિંદની અનુકૂળ કેળવણીને—મળતા છે એટલું હિંદી પ્રજાના ભવિષ્યને માટે આશ્વાસન સમાન ગણી શકાશે.

હાલની કેળવણીની હકિકત ઉપર પ્રમાણે જાણ્યા પછી એ કેળવણીની પ્રાચીન કેળવણી સાથે સરખામણી કરવાનું વિશેષ સરળ થયું. એટલે હાલની કેળવણીની ખુબીઓ અને ખામીઓ બતાવવાનો આપણે પ્રયત્ન કરીશું.

## પુનઃપુનર્જીવન.

પ્રથમ અને મહત્વની ખુબી એ છે કે આપણા પ્રાચીન અને દરેક વિષયમાં શ્રેષ્ટપણું ભોગવનાર જગતમાં કીર્તિના શિખરે પહોંચેલ, પરંતુ અઢારમા શતકની શરૂઆતમાં જમાનાની ઉથલપાથલના લીધે હીનભાગી બની કફોડી સ્થિતિમાં આવી પડેલ ભારતપ્રજાને આ કેળવણીથી સ્ફૂર્તિ મળી છે. દિવસ પછી રાત્રિ સમાન ભારતવર્ષની કેળવણીની સ્થિતિ થએલી હતી. પરંતુ અરૂણોદય પછી સૂર્યોદયનો સમય સમીપ જણાય છે તેમ આ કેળવણીના લીધે ભારતવર્ષની કેળવણીનો ચડતીનો સૂર્યોદય નામદાર બ્રિટીશ સરકારની કૃપાદષ્ટિથી સમીપ જણાય છે. આ ભાષા વિશાળ પરિચય વાળી અને ખેડાયલી હોવાથી, તેમજ આ ભાષામાં કેળવણી સંબંધી અનેક ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ થએલાં હોવાથી તેના વાંચ-

નથી કેળવણી જેવા વિષય પરત્વે પ્રજાના મનમાં જાગ્રતિ આવી છે; અને ભવિષ્યમાં હજી વિશેષ જાગ્રતિ આવવા સંભવ છે.

## સમાગમ, જાગ્રતિ, અને ફેરફારો.

રાજભાષાની ઉચ્ચ કેળવણીનું જ્ઞાન ધરાવનાર હરકોઈ વ્યક્તિમાં કેળવણીના પ્રતાપે સ્ફુર્તિ આવતાં તે વ્યક્તિ બહારના ગમેતે દરજ્જાની કોઇપણ વ્યક્તિની સાથે ગમે તે સમયે ને ગમે તેવા સંયોગોમાં છૂટથી હળીમળી શકે છે. લોકોપયોગી જાહેર સંસ્થાઓનાં કામકાજ મોટે ભાગે આ ભાષામાં થતાં હોવાથી તેમાં આ ભાષાનું જ્ઞાન ધરાવનાર વ્યક્તિ સહેલાઇથી ભાગ લઈ શકે છે; અને છૂટથી દરેકના સમાગમમાં આવી શકે છે. આમ કરવાની પ્રેરણાઓ થયા પછી સફળ કરવાની શક્તિ આવે એ હાલની કેળવણીની ખુબી છે.

પરભાષાઓનું ઘણુંખરૂં સાહિત્ય આજ ભાષામાં હોવાથી તે ભાષાનું જ્ઞાન ધરાવવાથી આપણા દેશના સાહિત્યમાં યથાયોગ્ય સુધારા વધારા કરવાની સ્થિતિમાં આવી શકાય છે, ને આપણા સાહિત્યને આગળ લઈ જઇ તેનો વિશેષ ફેલાવો કરી પ્રજાને તેના માટે શોખ ઉત્પન્ન કરી પસંદ પડે તેવી રીતે પ્રસિદ્ધિમાં મુકી શકાય છે. આપણે આવા પ્રયત્નોના સફળ દૃષ્ટાન્તો તરીકે જોઇશું તો પ્રખ્યાત કવિ **સર રવિન્દ્રનાથ ટાગોરને** એ દિશાના પ્રયત્નનું ફળ ૮,૦૦૦ પૌંડ Nobel Prize મળ્યાની વાત, અને પ્રૉ૦ બોઝ Master of Science ની માનવંતી ડીગ્રી ધરાવવા જેટલું માન પામ્યાની વાત સુવિદીત છે.

---

"The introduction of English education with its great, noble, elevating and civilizing literature and advanced science, will for ever remain a moment of good work done in India and a claim of gratitude upon the Indian people. This education has taught the highest political ideal of British Citizenship and raised in the hearts of educated Indians the hope and aspiration to be able to raise their countrymen to the same ideal Citizenship. This hope and aspiration as their greatest good are at the bottom of all their present sincere and earnest loyalty, inspite of the disappointment, discouragement and despotism of a century and half.—"

DADABHAI NOWROJI.

આધુનિક કેળવણી જીવનભાવનાનું દર્પણ બની રહી છે. કેળવણી લીધેલ મનુષ્યો જીવનની ભાવનાનું તારતમ્ય સમજી શકે, સારાસારનો વિચાર કરી શકે અને દષ્ટિબિંદુ નક્કી કરી શકવાની સ્થિતિમાં આવી શકે એ આ કેળવણીની ખુબી છે. પાંત્રીશ વર્ષની ઉમર સુધી છોકરાં થયાં હોય તો પણ ભણ્યા કરે છે એ લોકાપવાદ વારંવાર સાંભળવામાં આવે છે પણ તેનું તાત્પર્ય શું? કેળવણી લીધી હશે તોજ જીવનના હેતુઓની ધારણા પાર પાડી શકાશે. અને તેથીંજ આપણને માનવાને કારણ મળે છે કે કેળવણી જીવન-ભાવનાનું દર્પણ બને છે.

આ કેળવણીની ખુબીના પ્રભાવની અસર તરીકે વ્યક્તિમાં અનેક પ્રકા-રની ઉત્સાહિત સ્ફુરણા ઉદ્ભવે છે. અને તેથી કરીને રાજ્યનો કાર્યક્રમ અને તેની વ્યવસ્થા કેવી રીતે ચાલે છે તે જાણવાની જે જે સહજ અભિલાષાઓ થઇ આવે છે એ ખુબી તરીકે લેખી શકાય. વખત જતાં અનુભવ ને ધાડો પરિચય થતાં તેને આવાજ પ્રકારનું પોષણ મળતું જાય છે. એ ખુબી પણ આ કેળવણીનીજ છે. એમ માનવાને હરકત જેવું નથી. "પ્રજા એજ રાજા". એ સૂત્રના પડઘાનું ભાન આ કેળવણીએજ કરાવ્યું છે. એ પ્રમાણયુક્ત ખુબી છે.

ઉચ્ચ કેળવણીના સંસ્કારવાળા લોકો તેમના રાજકર્તાઓ પાસેથી સર્વ રીતે વ્યાજબી ગણાય તેવી માગણીઓ કરતા, અને રાજકર્તાઓ તરફથી તેને ઉદાર આશ્રય અને જોઇએ તેવું પોષણ મળતું એ સત્યયુગના જમાનાની ખુબીઓનું રહસ્ય તે જમાનામાં થઈ ગયેલા લોકોએ અનુભવ્યું હોય એમ પ્રાચીન ગ્રન્થોપરથી જણાય છે; પણ જ્યારે હાલની સ્થિતિ આપણે જોઇએ છીએ ત્યારે તેવા વખતમાં તેમ વાસ્તવિક રીતે ધ્યાન અપાતું હશે એવી ખરેખરી સાબીતિઓ સાથે પ્રતીતિ પડે છે. એ આ કેળવણીની મોટામાં મોટી ખુબી છે એમ માનવાને અથવા તો તેવો સ્વિકાર કરવાને કોઇપણ આનાકાની કરશે નહિ.

વચગાળે હિંદની સ્થિતિ કેવી હતી એ ઇતિહાસકારો સ્પષ્ટ કહે છે. પણ આ કેળવણીના પ્રભાવને લીધે અને તેના પ્રચંડ પ્રતાપે સારા સારા નર-રત્નો કેળવણીથી દરેક લાઇનમાં જોવાને આપણે ભાગ્યશાળી થયા છીએ. વકીલો, બેરીસ્ટરો, ખગોળવેત્તાઓ, ગણિતશાસ્ત્રકારો, ભૂમિતિકારો, ધર્મશાસ્ત્રકારો, ફીલોસોફરો, પ્રૉફેસરો વિ. વિ. ખરી કેળવણીના સંસ્કારો પામેલા આવાજ આગેવાનો રાજ્યકાર્યમાં ભાગ લે અને રાજા તથા પ્રજા એ ઉભય પક્ષને તેમની

પરસ્પર ફરજનું ભાન કરાવી એક એકના હક્કોમાં લાભ થાય એવી યુક્તિઓ સૂચવે અથવા તો એમ થવાના સતત પ્રયત્નોમાં મચ્યા રહે; એવી ભાવના આ કેળવણીએ જનસમાજમાં ઉત્પન્ન કરીને તેની ઉચ્ચ ખુબીની સરસાઇની સાબીતી કરી આપી છે. એ વિશે જનસમાજમાં બે મત નથી.

આ સર્વોત્તમ કેળવણીના સંસ્કારથી અનુભવમાં સુદૃઢ, સંસ્કારી બનેલા પુરૂષોએ કેળવણી એ શું? તેની અસર કેવી થાય? અને તેનું પરિણામે ફળ શું આવે? સ્થાનિક સ્વરાજ્ય શું? તેનું સ્વરૂપ, બંધારણ, ને કાયદા કેવા હોય? તેમજ ધારાસભા એ શું? તેના સભાસદ થવું એ શું? તેની ચુંટણીના માટે લાયકાત ધરાવવી એ શું? ચુંટણી એ શું? તેનું ભાન કરાવ્યું એ આ કેળવણીની મહત્વભરી ખુબી સપ્રમાણ સિદ્ધ થાય છે. આવી ઉચ્ચ કેળવણીના પ્રતાપે મહર્ષિ દાદાભાઇ, લો. મા. મી. ગોખલે, લો. મા. બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને સર ફીરોજશાહ વિ૦ નરરત્નો કેળવણીના અંતિમ શિખરે સતત પ્રયત્નોથી પહોંચી ખરી કેળવણી કેવી હોય, તેની ખુબી કેવા પ્રકારની હોય અને જીંદગીમાં આદર્શભૂત થઇ તેની મહત્વતા કેટલી અને તેની જરૂરીયાત શું વિ. વિ. તેમણે ઉત્તમ ધડો લેવા લાયક દૃષ્ટાંતોથી બતાવી આપ્યું છે. સત્કાર્ય કરવાને માટે તેમજ આવી અત્યુત્તમ કેળવણી જનસમાજના હિત માટે અત્યંત જરૂરની છે: અને એજ આ કેળવણીની શ્રેષ્ટમાં શ્રેષ્ટ મનાતી ખુબી છે. આવા પુરુષ રત્નો જનસમાજને સાંપડે અને તેઓ યથાશક્તિ સેવા કરી બતાવે એ પણ કેળવણીની ખુબી છે.

આ કેળવણીની ખુબીની પ્રસંશા જેટલી કરીએ તેટલી ઓછી છે. કેમકે આ કેળવણીએ આપણને દરેક પ્રકારનું ભાન કરાવી ઉદ્યોગ કરવાને માટે શાં શાં સાધનોની જરૂર છે. તેને કેવી રીતે વધારવો અને તે વધાર્યાથી તેની જે અસર થાય તે શિખવવાનું માન આ કેળવણીની પ્રશંસાપાત્ર ખુબીને આભારી છે.

સ્વાત્મમાનનું ખરૂં ભાન, અને સ્વાતંત્ર્ય ભાવ, એ હાલની કેળવણીની ખુબી છે. આ ભાવને ઘણાકો ઉચ્છ્રૃંખલપણું કહેશે પણ એ ભૂલ છે એમ કહી શકાય. વાસ્તવીક તેમ નથી.

વ્યાપાર અને ઉદ્યોગના શિક્ષણમાં પણ ફેરફારો થતા જાય છે. એ હાલની કેળવણીની ખુબી છે. કેળવાયલા સંખ્યાબંધ યુવકો વ્યાપારી લાઈનમાં જોડાતા જાય છે, અને અનુભવ થએ વ્યાપારમાં અનેક પ્રકારના

પ્રસંગાનુસાર જોઇતા ફેરફારો કરી નાનાવિધ લાભો મેળવી શકશે. એમાં શક નથી. કદાચ પ્રશ્ન થશે કે હાલની કેળવણીની એ ખુબી છે તો પ્રાચીન કેળવણીની શું આ ખુબી નહોતી?—પ્રશ્ન કરતાં ઉત્તર જરા લાંબો થશે.—અગાઉના સમયમાં પરદેશ સાથે વ્યાપારનો સંબંધ હાલના કરતાં જૂદીજ ઢબ ઉપર હતો. દેશમાં તૈયાર થએલો માલ દેશમાંજ વેચાઈ જતો અને પરદેશી પ્રજાને કોઇ માલ જોઇતો હોય તો અત્રે આવી લઈ જતા; અને આપણને જરૂર જોગો જોઇતો માલ મોકલાવતા. હિંદમાં વ્યાપારીઓની પણ શ્રેષ્ટ સ્થિતિ હતી. હિંદી વ્યાપારીઓની બગદાદ તથા વેનીસ સુધી હુંડીઓ સ્વીકારાતી એમ જગતનો ઇતિહાસ કહે છે. બંગાળનો જગતશેઠ એક સાથે એક લાખ રૂપીઆની એકજ હુંડી સ્વીકારતા એમ મી. દત્ત જણાવે છે. પરદેશી માલનું આયાતનું પ્રમાણ ઓછું હતું. આવા સરળ સમયમાં વ્યાપારીએ પોતાનો વ્યવહાર નિયમસર ચલાવે જતા તેમાં તેને વાંધો આવતો નહિ. પણ અત્યારે તેવી સ્થિતિ નથી. જે પ્રજાસાથે આપણો સંબંધ છે, જેના હિતમાં આપણું હિત સમાયલું છે,-મતલબ કે જેનું સર્વસ્વ તે આપણું સર્વસ્વ છે,–તેના જેવા વ્યાપાર ઉદ્યોગ વિ૦ માં થવાને આપણને કુદરતી પ્રેરણા થાય એ સ્વાભાવિક છે. વ્યાપાર ઉદ્યોગમાં આગળ વધેલ અને સંપૂર્ણ સંસ્કારી બનેલ પ્રજાની સાથે–અને વધારામાં આવા હરિફાઇના સમયાં—કામ લેવું અને વ્યાપારમાં લાભ મેળવવો એ સૌ જાણે છે તેમ છોકરાંની રમત સમાન નાનીસુની વાત નથી. હવે તો ઘણા વ્યાપારીઓ આવી રીતે કેળવણીના પ્રભાવથી સંસ્કારી બનતા જાય છે, તેમજ સંસ્કારી બનેલા જોવામાં આવે છે. એટલે કે પોતાનું કામકાજ સ્વતંત્ર રીતે કરવાને શક્તિવાન થતા જાય છે, અને જેઓને ઓફીસો સાથે એટલે કે પરદેશી વ્યાપારીઓ સાથે સંબંધ છે અથવા જેઓ સંબંધ ધરાવે છે, તેઓ પણ યોગ્ય દિશામાં આ કેળવણીના પ્રતાપથી ફતેહમંદ રીતે કામકાજ કરે જાય છે.

પ્રાચીન સાહિત્ય, કળા, ધર્મ અને તત્વજ્ઞાન જાણવાની ઇચ્છાઓ થતાં પોતાની કરી લઇ સ્વાધીન રાખવાની તીવ્ર ઇચ્છાઓ થયા કરે છે. અને તેમાંની કેટલીક ઇચ્છાઓ અમલમાં પણ મુકાતી જાય છે. એ હાલની કેળવણીની ખુબીના લીધેજ છે.

થોડો ઘણો તત્વજ્ઞાનનો વિષય જાણવામાં આવ્યો છે. એ પણ હાલની કેળવણીની ખુબી છે. ભૂતકાળમાં તત્વજ્ઞાનમાં હિંદની ગમે તેવી સારી સ્થિતિ હતી પણ ત્યાર પછી એ વિષયમાં સંતાપજનક સ્થિતિ થઈ કે જેનું કોઇને

સ્મરણુ થતાં ખેદ થાય એ સ્વાભાવિક છે. તોપણુ હાલના વિશ્વ-વિદ્યાલયના પ્રતાપે તત્વજ્ઞાનનો વિષય અનેક જણુના અભ્યાસમાં આવે છે, અને કહેવામાં આવે છે તેમ આ તત્વજ્ઞાનમાંથી બુદ્ધિવાદનો ફણગો ફુટે છે. તોપણુ તત્વજ્ઞાન અને બુદ્ધિવાદ બંને કેળવણીની ખુબી છે એમ માનવાને હરકત નથી.

બુદ્ધિવાદને સ્થાને પ્રમાણવાદ દાખલ થએલ છે એ અગત્યની ખુબી છે. આમ કરતાને આમ થતું ને આમ થવું જોઇએ એ હવેના સમયમાં ચાલી શકે તેમ નથી. સામા પક્ષનું સાંભળ્યા પછી કેળવણી પામેલી પ્રજા બુદ્ધિપૂર્વક પ્રમાણુની માગણી કરે છે, અને તેથી બુદ્ધિવાદને સ્થાને પ્રમાણુ-વાદ દાખલ થયાનું કહી હાલની કેળવણીની ખુબી બતાવી છે.

જનસામાન્ય ભાવનું ભાન થયું. Equality of men એ પણ હાલની કેળવણીની ખુબી છે.

**परोपकाराय सतां विभूतयः** આ સૂત્રનું કેળવણી પામેલી પ્રજા રહસ્ય સમજી ઉપયોગ કરતાં શીખી એ ખુબી છે.

ઘણાં વર્ષો પહેલાં તેમજ અગીઆરમા શતકના હિંદુરાજાઓમાં તથા ત્યાર પછી એવાં ઘણાંજ રાજ્યોમાં તેમજ મરાઠાઓમાં કુસંપ, રાગ, દ્વેષ, ને ઇર્ષ્યાનું પ્રમાણુ હતું તે કેળવણીની ખુબીને લીધે ઘણે અંશે ઓછું થયું છે. એ આ કેળવણીની ખુબીનો પ્રતાપ છે.

આ કેળવણીથી રાજા મહારાજા પહેલાંના "બાપુ" જેવા રહ્યા નથી. પરંતુ રાજ્યવહિવટ ચલાવવામાં લીધેલ કેળવણીનો સદુપયોગ કરી બતાવે છે. માત્ર કેળવણીની અસરના દાખલા તરીકે જોઇશું તો કેળવણીની બાબ-તમાં વડોદરા અને મહીસુરનાં રાજ્યોનો ચડતો દરજ્જો આવે છે. આ કેળવણીના સમાગમથી રાજા અને પ્રજાને પુસ્તક પરિચયનો શોખ પેદા થયો છે; અને વિશાળ વાંચનના શુભ પરિણામ રૂપે આપણે જોઇશું તો રાજા પ્રજા ઉભયપક્ષ અરસપરસના શું ધર્મ છે? અને તે ધર્મો કહો, કે ફરજ; જે કહો તે કેવી રીતે અદા કરવી જોઇએ, તે તેઓ યથાર્થપણે લક્ષમાં લેતા થયા છે.

## સાંસારિક વિષયમાં હાલની કેળવણીની ખુબીઓ.

કેળવણીથી વહેમનો નાશ થતો જાય છે. "વા વાયાથી નળીઉં ખસે" અને ચોર ચોર એવી બૂમો પડે એ વખત હવે વહી ગયો છે. જો કે સાપ

જાય તોપણ લીસોટા તો રહે; અને તે પ્રમાણે દરેક જમાનામાં થવાનું. તોપણ આ કેળવણીએ વહેમનો તો નાશ કર્યો છે. કેમકે ભૂત, મંતર, જંતર, ચૂડેલ, ડાકણ, ખવીસ, મામો વિગેરે જે અનેક પ્રકારના લોકોમાં વહેમો પ્રચલિત છે તે સમૂળગા નાશ થતા જાય છે. ભૂવા વિગેરેનું હરકોઈ સ્થળે સન્માન થતું નથી. ડાકલાં માત્ર નામનાં રહ્યાં છે. ચપ્પુ ઉપર લીંબુનો રસ રાખીને રતનજોતનાં પાંદડાં કાપે તો લોહી જેવો રંગ થાય એ દશવર્ષનું બાળક પણ જાણી ગયું. નજર બાંધવાનો પ્રયોગ માત્ર ગૈરાંઓજ જાણે એ યુગ ગયો. સ્કૂલમાં અભ્યાસ કરતો એક છોકરો પણ નજર બાંધતી વખતે ચોકખું કહી દે કે હવા પાતળી કરી વાટકો ચોટાડે છે તેમાં શું નવાઈ કરી. ચારણીયાણીઓ, બીજી સ્ત્રીઓ, અને સાધુબાવાઓની "શાપ" આપવાની ધમકીને હવે કોઇ ગણકારતું નથી. કેળવણી પામેલી પ્રજા માને છે કે સંતમહાત્મા ગુસ્સો કરે નહિ. સતી શાપ આપે નહિ અને શંખણીના શાપ પડે નહિ. પાખંડ તૂર્ત પકડાઇ જાય છે. એટલે પાખંડીઓનું ગાડું હવે ચાલતું નથી. એ હાલની કેળવણીની અસરકારક ખુબી છે.

રૂઢીબંધનો સામે ત્રાસ ઉત્પન્ન થતો જાય છે. પરદેશગમનનો સવાલ આમાં અગ્રસ્થાન લે છે. જ્ઞાતિસંસ્થાની ઉપયોગિતા વિશે ઉપરોક્ત સવાલના લીધેજ ઉહાપોહ થઇ રહ્યો છે. બાળલગ્ન, કન્યાવિક્રય, વિગેરે કેળવણી લીધેલી પ્રજાને શલ્ય સમાન લાગે છે. તેમાં યોગ્ય ફેરફારો થતા જાય છે એ હાલની કેળવણીની ખુબી છે.

સુધારો થતો જાય છે. એ હાલની કેળવણીની ખુબી છે—સુધારો એટલે કેટલાક લોકો સુધારાવાળા થઈ ગયા છે એવાજ ભાવાર્થનો જે અર્થ કરે છે તેવો અર્થ આ સ્થળે થઈ શકતો નથી.—

વરાખરા પ્રસંગે એટલે માબાપની ઉત્તરક્રિયામાં, વહુના સીમંતમાં, અને દીકરાદીકરીના લગ્ન પ્રસંગે શ્રીમંતો જેવા લખલૂટ, અને ગરીબો જેવા કરજ કરીને વરા કરવા કરતાં વિદ્યાદાન પાછળ એટલી રકમ ખરચાય તો શ્રેયસ્કર છે; એમ પ્રજાના વિચારોમાં સુધારા થતા જાય છે. તેનું નામ સુધારો અને હાલની કેળવણીની ખુબી. હિંદમાં વાણિજ્ય અને શિલ્પોન્નતિમાં મહાન અંતરાયો આવતા જણાય છે. એ દેશના દુર્ભાગ્યની વાત ગણી શકાય. પૈસે ટકે ગરીબ થઇ ગએલા હિંદમાં મુખ્યત્વે કરીને ધનનો વધુ થતો જતો અભાવ એ મહાન અંતરાયોમાંનું એક મહાનમાં મહાન કારણ ગણાવી શકાય તેમ છે. તેનાં બે કારણો સ્પષ્ટ છે:

**અ.** ઘણાં વર્ષો સુધી જીવતોડ મહેનત કરી મેળવેલી સમસ્ત મૂડી આ દેશના વતનીઓ **વિવાહ** અને **મૃત્યુ** પાછળની ક્રિયાઓમાં નષ્ટપ્રાય કરી નાંખે છે.

**બ.** અથવા તો આવા સામાજિક ખરચ જેવા અનેક પ્રસગો પાછળના લખલૂટ ખરચ કરીને હાથે કરીને ગરીબી વ્હોરી લે છે. હિંદવાસિઓમાં અને તેમાં પણ મુખ્યત્વે કરીને આપણા ગુજરાનમાં વરાખરાના પ્રસંગો અને તેની પાછળ થતા ખરચો બેશક આપણને નીચું જોવરાવે તેવા છે. માત્ર નામ કમાવાના, કીર્તિ કાઢવાના, કે વાહવાહ કહેવરાવવાના કારણે કરીનેજ ચક્કરમાં પડીને આ દેશના ઘણાખરા ધનિકો લખલૂટ ખરચ કરી કંગાલ થઇ ગયા છે; અને ગરીબો ઘણીજ કઢંગી સ્થિતિમાં આવી ગયા છે. આ બંને કારણો હજી પ્રચલિત હોઇ તેના પ્રતાપે(?) હજીપણ શું થશે એ ભવિષ્યવેત્તા નકી કે ભવિષ્ય કહેવું કઠિન છે.

અનાથ, અપંગો અને કેવળ નિરાધારને જોઇતી મદદ કરવામાં અરે! કિંચિત્ માત્ર મદદ કરવામાં ઘણાખરા શ્રીમંતોને ખેદ અને ત્રાસ ઉત્પન્ન થાય છે, તેમજ ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તક વિગેરેની મદદ આપતાં ને કોટિના શ્રીમંતોને ખેદ કે શરમ થાય છે. આવા સ્પષ્ટ કથન માટે તે કોટિના શ્રીમંતોએ માઠું લગાડવાનું કારણ નથી. કેમકે અમોને સખેદ કહેવા ફરજ પડે છે કે કેટલાક શ્રીમંતો પોતાનાં નાણાંનો સન્માર્ગે વ્યય કરતા નથી. આપણા ઘણા શ્રીમંતો કહે છે કે "અમારા બાપદાદા કરતા આવ્યા છે તેમ કરશું;" અને એમ કરવામાં તેઓ શ્રેષ્ઠતા માને છે. પૈસો ગરીબોને આપી દેવાને અમો સાફ ના પાડીએ છીએ. પરંતુ ગરીબો માટે વિદ્યાદાન આપવા પાછળ કે રખડતા અને ધંધા વિનાના લાચાર ભૂખે મરતાને ધંધે લગાડવા પાછળ તમારા પૈસાનો વ્યય કરવા અમો નમ્ર વિનંતિ કરીએ છીએ.

આસિવાય ઘણું કહી શકાય તેમ છે. પરંતુ સમય અને સ્થાનના અભાવે એમ બની શક્યું નથી.

———:o:———

## હાલમાં અપાતી કેળવણીની ખામીઓ.

બાળકેળવણીથી લઇએ તો પ્રથમ વિદ્યાર્થીઓના અંકુરો ખીલે તેવા સાહિત્યની ઉણપ છે. આ કેળવણીમાં બાળસાહિત્ય ઘણું ઓછું છે. કંઇક થતું જાય છે, તેપણ નથી એમજ કહેવા જેટલું છે.

નાનાં બાળકોનાં મન ઉપર અત્યંત બોજો પડે એવી કેળવણીની શરૂઆત થઈ છે. નવી વાંચનમાળાના ફેરફારોથી કોઇપણ પ્રકારના મહત્વના લાભ થયા નથી એમ પ્રાથમિક શાળાના શિક્ષકો તરફથી વારંવાર ફરિયાદો થયા કરે છે. તેમજ કેળવણીખાતા તરફથી મંજૂર થતાં કેટલાંક પુસ્તકો માટે પણ અસંતોષ બતાવવામાં આવે છે. આ બાબત વિસ્તારથી કહી શકાય તેમ છે પરંતુ આજ બાબતમાં મુંબઈના નામદાર ગવર્નરની ધારાસભામાં ઠરાવ લાવતી વખતે ઓન. મી. પરાંજપેએ સ્પષ્ટ અને સત્ય વિવેચન કરેલ હોવાથી અમે ટુંકામાંજ કહીશું કે બુકકમિટીના બંધારણ માટે ઘણા વિદ્વાનો તરફથી અસંતોષ જાહેર કરવામાં આવે છે. ઘણા પ્રતિષ્ઠિત પુરૂષો પોતાનાં પુસ્તકો કમિટીની પરીક્ષા માટે મોકલતા નથી ને તેથી વિદ્યાર્થીઓને તે પુસ્તકનો લાભ મળતો નથી. ત્યારે બીજીપાસ સરકારી નોકરે પોતે લખેલાં પુસ્તકો મંજૂર કરાવવામાં ઘણી સરળતા મળે છે.

હાલની શિક્ષણ પદ્ધતિથી મનને કોઇપણ જાતનું શિક્ષણ મળતું નથી. અભ્યાસના બોજાના પ્રમાણમાં ચોકસ બુદ્ધિ વધતી નથી. કેમકે વિદ્યાર્થીઓને એકજ વિષયમાં તન્મય થવા જેટલો સમય મળી શકતો નથી.

શાળાનો અભ્યાસ છોડ્યા પછી વિદ્યાર્થીઓ પુસ્તકોને કબાટમાં, અભરાઇ ઉપર અથવાતો એવી જગોએ મુકી રાખે છે કે હાથમાં લેવાનો વખતજ આવે નહિ. કેટલાક તો સમૂળગાં ફેંકીજ દે છે; અને જીંદગીભર સામું પણ જોતા નથી એ હાલની કેળવણીની ખામી છે. અભ્યાસ છોડ્યા પછી વિદ્યાર્થી ગમે તે ધંધે લાગે પણ વિદ્યાવિલાસી રહે એ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ છે; પણ તેને અનુસરીને વિદ્યાર્થીઓને સંપૂર્ણ શિક્ષણ મળતું નથી એમ જણાય છે. સારા વર્તનમાં વિલાસી કરવાનો, જ્ઞાનપર અભિરૂચી ઉત્પન્ન કરવાનો, પવિત્રતાને ચાહવાનો અને ન્યાયને માટે તૃષ્ણા રાખવાનો ઉદ્દેશ ખરી કેળવણીના સંસ્કારીનો હોવો જોઇએ. આવી રીતની કેળવણી હાલની કેળવણીના પરિણામે જોવામાં આવતી નથી એમ જણાય છે.

ઉંચામાં ઉંચી પરીક્ષા પાસ કર્યાથી પણ વિદ્યાર્થીઓને આજીવિકાનાં સાધનો જોઇએ તેવાં મળતાં નથી, છતાંપણ આવા ભ્રમથી કેળવણીપાછળ આંખો વીંચીને લખલૂટ ખર્ચ થાય છે ને પછી ખર્ચના પ્રમાણમાં લાભ થતો નથી.

'આજકાલ વિદ્યાર્થીઓના માથા ઉપર ભણવાનાં પોથાં થોથાંનો બોજો વધતો જાય છે. વિદ્યાર્થીઓનાં શરીર ભણવાની ચિંતામાં સોસાઈ સુકાઇ

જાય છે. રાતના ઉજાગરાઓ કરી નિર્બળ શરીરે પણ બિચારાઓ વિદ્યાભ્યાસ કરે છે. અને પરીક્ષા વખતે એવા અઘરા પ્રશ્નો પુછાય છે કે તેમાંથી ભાગ્યેજ પાસ થવાય. બિચારા વિદ્યાર્થીઓ પરીક્ષા આપવા જાય છે ત્યાંજ જાણે વાઘ સ્હામે બકરાં ઉભાં કીધાં હોય તેમ પરીક્ષકોને જોતાંજ થરથરી ઉઠે છે. કેટલાક તો પરીક્ષાના મંડપમાંજ તરફડી મરી જવા જેવી સ્થિતિમાં આવી જાય છે. કેટલાક ગભરાઈ જવાથી વખતસર જવાબો નહિ લખી શકવાથી નાપાસ થઈ જાય છે. અને નાસીપાસ થઈ કેટલાક આપઘાત પણ કરે છે. કારણ કે નાપાસ થઈ ઘરમાં શું મોઢું બતાવવું! અને જેમ તેમ કરતાં મેટ્રીક, બી.એ. કે એમ.એ. થયા તો પછી પચાસ સો રૂપીયાની નોકરી સ્વીકારવી પડે છે. અંગ્રેજી શાળામાં ભણતા વિદ્યાર્થીઓનાં શરીર તરફ નજર કરીશું તો જણાશે કે શરીરમાં બળ નથી. મોઢા ઉપર નૂર નથી. નસોમાં લોહી નથી. પગમાં જોર નથી. આંખોમાં તેજ નથી. મેટ્રીક કે બી. એ. સુધી આવતાં આવતાં તો બીચારાના ધોળા વાળ થઈ જાય છે. છાતીમાં ગભરામણ અકળામણનો રોગ, શોર્ટસાઈટ કે ઝાંખપવાળી આંખો, પાંચ માઈલ ચાલવું હોય કે અરધા મણનો ભાર ઉચકવો હોય તો તેના રામ રમી જાય છે. કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીઓના રીપોર્ટો તરફ જોઈશું તો માલુમ પડશે કે ગ્રેજ્યુએટ થયા પછી બે ચાર પાંચ વરસમાં ઘણા છોકરાઓને Consumption થાય છે અને માબાપોના હજારો રૂપીઆ ખરચાયા પછી પણ અંતે તેનું જીવતર ધૂળ કરી, દિલગીરીમાં ગરકાવ કરી અમારી પવિત્ર આર્યભગિનીઓને વૈધવ્ય આપી સ્વર્ગમાં ચાલ્યા જાય છે. આ હકિકત કેટલી ધ્યાન ખેંચવા લાયક અને દુઃખકારક છે.

આ પ્રમાણે અભ્યાસમાં ને અભ્યાસમાંજ શરીરશક્તિ ક્ષીણ થઈ ગએલ હોવાથી કુટુંબનું કે દેશનું કશું કામકાજ થઈ શકતું નથી.

હાલની કેળવણીના ધોરણોમાં ઉપયોગી અને વ્યહવારૂ જ્ઞાનને બાજુપર મુકી શોભાવાળી કેળવણીને અગત્યતા આપવામાં આવી છે. છતાંપણ દરેક છોકરા દીઠ લવાજમ ઘણુંજ વધારે આવે છે. હમણાંજ તેના આંકડાઓ પ્રસિદ્ધ થયા છે તેની વિગતઃ—

| | | | |
|---|---|---|---|
| બીહારમાં રૂા. | ૭·૯ | જોડીયાપ્રાંત | રૂા. ૧૫·૨ |
| પૂર્વબંગાલ અને આસામ | ૧૦·૧ | મદ્રાસ | ૧૫·૬ |
| | | મુંબાઈ. | ૧૮ |

| | |
|---|---|
| પંજાબ | ૧૨ |
| બંગાળ | ૧૨.૩ |

આથી સ્પષ્ટપણે જણાઇ આવે છે કે લવાજમનું આ પ્રમાણ ઘણુંજ વધારે છે; અને તેથી કહેવાને કારણ મળે છે કે, હિંદુસ્થાનનાં હવાપાણીને તથા પ્રજાને અનુકૂળ દવાની ગોઠવણ થાય, હિંદીપ્રજાને અનુકૂળ વસ્ત્રોની તથા મોજશોખની, મનપસંદ ચીજોની ગોઠવણ થાય, પરંતુ હિંદીપ્રજાને અનુકૂળ કેળવણી આપવાની એવા સંતોષકારક પ્રમાણમાં ગોઠવણ ન થાય એ હિંદી પ્રજાનું મંદભાગ્ય ગણી શકાય.

શારીરિક, માનસિક, અને નૈતિક કેળવણી હાલમાં વિદ્યાર્થીઓને આપવામાં આવે છે. તે ખામી ભરેલી છે. આ ખામીનું કારણ સ્પેન્સર જણાવે છે તેમ કેળવણી આપવા સારૂ માબાપોને અને શિક્ષકોને જે શિક્ષણ મળવું જોઇએ તે મળતું નથી.

આગળ કહ્યું તેમ અભ્યાસનો બોજો દિનપ્રતિદિન વધતો જાય છે, પરીક્ષાઓ સખ્ત થતી જાય છે. છતાંપણ વિદ્યાર્થીઓ સ્વતંત્ર વિચાર દર્શાવી શકે તેવું શિક્ષણ મળતું નથી.

અગત્યમાં અગત્યનું જ્ઞાન કૃષિકારોને હોવું જોઇએ. પરંતુ હાલની કેળવણીની પદ્ધતિએ અપાતા આ શિક્ષણમાં ખામી છે તેને લીધે કૃષિકારો જોઇએ તેવા તૈયાર થઇ શકતા નથી.

શારીરિક કાળજીનો તો તદ્દન અભાવ છે, અને તેથી વિદ્યાર્થીઓનાં શરીર તદ્દન નિર્બળ રહે છે.

હિંદમાં છોકરાઓને પરીક્ષાની મોટી ફી આપવી પડે છે. આવી મોટી ફી ફક્ત પરીક્ષા માટે હિંદ સિવાય કોઇપણ દેશમાં આપવી પડતી નથી. અને તેના લીધે છોકરાઓ જોઇએ તેટલો લાભ લઈ શકતા નથી. એ કેળવણીની મોટામાં મોટી ખામી છે.

હાલના શિક્ષણક્રમમાં નીતિ તથા ધર્મના શિક્ષણ માટે કોઇપણ પ્રકારની ખાસ વ્યવસ્થા નથી. અધ્યાત્મિક શકિતનો વિકાસ નીતિ ને ધર્મના શિક્ષણથી થાય છે પરંતુ હાલની કેળવણીમાં કહેવામાં આવે છે તેમ ધર્મનીતિનું તત્વ શૂન્યવત્ છે હાલની કેળવણી સાહિત્યાત્મક (Literary) છે; પણ અધ્યાત્મિક (Spiritual) નથી.

હુન્નરઉદ્યોગને પણ શિક્ષણક્રમમાં સ્થાન નથી, અને જે રીતિથી આ પ્રકારનું શિક્ષણ અપાવું જોઇએ તે અપાતું નથી. હુન્નરઉદ્યોગની પરાધિનતા એ આર્થિક દુર્દશાનું પ્રબળ કારણ છે. અને એ આ કેળવણીની મોટી ખામી છે એમ કહી શકાય.

"હાલની કેળવણીથી જે ગંભીર મુશ્કેલી નડે છે તે એ કે વ્યહવારૂ માણસો બહુ થોડા નીપજે છે. જ્યાં ત્યાં પંડીતો ઉભરાઈ ગયા છે."

## હિંદુસમાજ ઉપર થતી અસર.

હાલની કેળવણીની અસરથી હિંદુ જનસમાજના અંદર અંદરના ટંટા-બખેડા નાશ પામ્યા છે. અને **वसुधैव कुटुम्बकम्** ની અસર થતી જાય છે.

આપણી રીતભાત, રહેણીકરણી ઉપર વિશેષ અસર થઈ છે. હિંદુ જનસમાજને પ્રમાણમાં સંસ્કારો પડ્યા, જાગ્રતિ આવી, અને આપણા પૂર્વજોના મહાન મહાન ગુણોનું સ્મરણ કરી તેનું અનુકરણ કરવાની સ્વાભાવિક ઇચ્છાઓ થઈ. જૂનું એટલું બધું ખરાબ અને નવું એટલું બધું સારૂં; અથવા તો જૂનું એટલું બધું સારૂં અને નવું એટલું બધું ખરાબ એવા ભાવ બદલાતા જાય છે, ને ઉભય પક્ષમાંથી જે સારૂં હોય–પછી તે ભલે ગમે તે પક્ષનું હોય- તે ગ્રાહ્ય કરવામાં વાંધો લેવામાં આવતો નથી. જ્ઞાતિસંસ્થાઓમાં હજી અંદર અંદરના કલહ છે ખરા પરંતુ એમાં જૂના અને નવા મતવાળાના મતભેદનું મુખ્ય કારણ છે. તોપણ કેળવાયલો વર્ગ જ્ઞાતિસંસ્થાને દેશોપયોગી બનાવવા માટે પ્રયત્ન કરી રહ્યો છે. એ હિંદુસમાજ ઉપર થતી અસરનું પરિણામ છે.

આપણામાં, આપણા રીતિરીવાજમાં, ધર્મમાં, ખાવાપીવામાં વિગેરે નાની મોટી ઘણીખરી બાબતોમાં અનેક તરેહના ફેરફારો થતા જાય છે. જેમાંના કેટલાક ફેરફારોને હાલ દોષ તરીકે ગણવામાં આવે છે; અને એ દોષ હાલની કેળવણી ઉપર મુકવામાં આવે છે. ધર્મ સંબંધી સસ્તું અને વિશાળ વાંચન થઇ જવાથી જૂદા જૂદા ધર્મનાં તત્વો જાણવાનાં સાધનો મળવાથી વિશાળ વાંચનના પરિણામે કયા તત્વોને સ્થાન આપવું એની ભ્રમણામાં પડવાથી લોકો ખુલ્લી વાતો કરે છે કે "હાલની કેળવણીથી કેળવાયલી પ્રજાને ધર્મઉપર શ્રદ્ધા રહી નથી."

હાલની કેળવણીથી નોકરી કરવા તરફજ વૃત્તિ રહે છે. સ્વતંત્ર ધંધો કરવા કોઇની વૃત્તિ થતી નથી એ વાત ખરી છે; તેવીજ એ વાત પણ ખરી છે કે રાજભાષાની કેળવણીથી નોકરી તૂર્તમાં મળી જાય છે. અરે! છેવટે પોતાનું ગુજરાન કરી શકે તેટલા પગારની પણ નોકરી મળી રહે

છે. એટલે આ દેશના હુન્નરઉદ્યોગનો નાશ થયા પછી પ્રજાની રોજી માટે આટલી સગવડ ન હોત તો સાધારણ સ્થિતિના માણસોની શું સ્થિતિ થાત? એ વિચારવા સરખી વાત છે.

કેળવણી પામેલી પ્રજાની ખરચાળ રહેણીકરણીથી વધુ કૃત્રિમ જીવનો બની ગયાં છે. કરજ કરીને પણ મોજશોખ કરવા ને મોટામાં ખપવા પ્રયત્ન કરવો, પૉઝીશનની મારામારી વિ. વિ. હાલની કેળવણીને આભારી છે. નાનો કે મોટો ગમે તેવો પણ સ્વતંત્ર ધંધો કરવા હિંમત નથી, અથવા શક્તિ નથી. ગ્રેજ્યુએટોને વ્યાપાર સંબંધી ખાસ શિક્ષણ મળતું નથી. કેમકે શિક્ષણમાં એવો ખાસ અભ્યાસક્રમ નથી. એટલે કેળવાયલા ગૃહસ્થો કોઈપણ વ્યાપારી પેઢીમાં દાખલ થઈ શકતા નથી. ઉદાર ગૃહસ્થોની અને નામદાર સરકારની સદ્‌ભાવનાને લીધે કોમરસીઅલ કૉલેજ (Commercial College) વિગેરેની સ્થાપના થએલી છે. પરંતુ એ સંસ્થાઓમાંથી વ્યાપારી લાઈનમાં તુરતમાં ઉપયોગી થઈ શકે તેવા કેટલા વિદ્યાર્થીઓ તૈયાર થઈ શકે છે તે રાહ જોવાની છે.

અધુરી કેળવણીના પરિણામે આપણો વ્યાપાર ઢંગધડા વિનાનો થતો જાય છે. હરહમેશ હરિફાઈમાં મચ્યા રહેવું એજ ઉદ્દેશ સર્વત્ર જણાય છે. વ્યાપારમાં કેળવણીની અસર જે રૂપમાં થવી જોઈએ તે રૂપમાં થઈ નથી—થતી નથી એતો દેખીતુંજ છે. જો કે હરિફાઈ વિનાનો વ્યાપાર કોઈપણ દેશમાં થતો હોય એવું નથી. તોપણ આ દેશ જેટલી હરિફાઈ—વગરસમજણે, અધુરી કેળવણીના પરિણામે—કોઈપણ દેશમાં કોઈપણ વ્યાપારમાં થતી હોય એમ જણાતું નથી. એટલે આ કેળવણીને લઈને વ્યાપાર વિષયમાં કેટલેક અંશે નાપસંદ કરવા જેવી હિંદુસમાજ ઉપર અસર થઈ છે.

શારીરિક સ્થિતિમાંતો પ્રજાની દિનપ્રતિદિન પાયમાલી થતી જાય છે. ગયા વસ્તીપત્રક પરથી જણાય છે કે દર હજારે પંદરવર્ષની અંદરના ૪૨ છોકરા મરણ પામે છે. આના લીધે હાલના વિદ્યાર્થીઓને સ્વરક્ષણ કરવું પણ અત્યંત કઠિન થઈ પડે છે.

પ્રજા પોતાના પૈસાનો કેટલેક દરજ્જે સદુપયોગ કરતાં શિખી છે એમ કહેવામાં હરકત જેવું જણાતું નથી. મોગલાઈ સમયમાં પ્રજાને પૈસા માટે ભય હતો અને એમ ભય હોય એનાં કેટલાંક વાસ્તવિક કારણો પણ હતાં પરંતુ તે કારણો હાલ નથી ને તે ભય પણ હાલ નથી. એટલે, અને કેળવણીને લઇને પૈસાનો જાહેર સખાવતોમાં ઉપયોગ કરવાની હિંદુસમાજ ઉપર અસર થતી જાય છે.

આપણા હાલના કેળવણી પામેલા યુવકો ધંધો કરતાં પણ શરમાય છે. અભ્યાસ શરૂ કરે ત્યારથીજ "નોકરી કરવી" આ વિદ્યાર્થીઓનું દૃષ્ટિબિન્દુ અને મુખ્ય સૂત્ર થઈ પડ્યું હોય છે. લાલનપાલનથી પાળીપોષીને મોટા કરી માતાપિતા પોતાની ફરજમાંથી મુક્ત થાય છે. અને છોકરો સારૂં કમાશે આમ આશા રાખી કાગને ડોળે રાહ જોયા કરે છે. ભણેલા નોકરી કરવા માટે ઉમેદવારો તરીકે સંખ્યાબંધ યુવકો બહાર પડતા હોવાથી નોકરની પસંદગીનું પ્રમાણ વધી ગયું છે. નોકરીઓની સંખ્યા કરતાં નોકરોની સંખ્યા વધારે છે. વિશેષ દિલગીર થવા જેવી વાત એ છે કે બી. એ. કે એમ. એ. થએલાને સ્વતંત્ર ધંધો કરતાં અથવા તો વ્યાપારી લાઈનમાં કે વ્યાપારી પેઢીમાં જોડાતાં અત્યંત શરમ આવે છે. ને વગર કમાણીએ બેસી રહી મોજશોખ માણવાનું વધુ પસંદ કરે છે એ આપણા હિંદુસમાજ ઉપર અસર થઇ છે અને વિશેષ અસર થતી જાય છે.

આપણા હિંદુ સમાજ ઉપર નાની મોટી અનેક પ્રકારની અસરો થએલી છે. ખુબીઓ, ખામીઓ. અને સમાજ ઉપર થતી અસર લખવામાં સ્થળ સંકોચના લીધે માત્ર મુખ્ય મુખ્ય હકિકતજ લખી છે. છતાં પણ તેમાં ઉણપ જેવું જણાશે તે હવે પછીના પ્રકરણમાંથી મળી આવશે. કમંક એમ થવા શકિત ને સમયાનુસાર કાળજી રાખી પ્રયત્ન કર્યો છે.

## તેમાં સમયાનુસાર કેવા ફેરફારની જરૂર છે.

ઈંગ્લાંડમાં અપાતી કેળવણીમાં ફેરફારો થવા જરૂર છે એમ કેળવણીમાં આગળ વધેલા ઇંગ્લાંડમાં પણ એક પક્ષ તરફથી કહેવામાં આવે છે. તો પછી કેળવણી જેવા ઉપયોગી વિષયમાં હિંદમાં કહેવાય તેમાં શું નવાઈ? હિંદના માજી વાઇસરાય લૉર્ડ કર્ઝને પણ સ્વિકાર કર્યો છે કે **"હિંદમાં અપાતી કેળવણીમાં સુધારા વધારાની જરૂર છે."** હિંદી પ્રજામત પણ એવોજ છે કે આ દેશના શિક્ષણક્રમમાં ઘણાઘણા ફેરફારો થવા જરૂર છે. આ પ્રજામત અમે પણ અંગીકાર કરીએ છીએ; અને તેથી અમુક પ્રકારના ફેરફારો થતા પહેલાં નીચેની બાબતો ઉપર ધ્યાન ખેંચવું જરૂરનું સમજાય છે.

અ. શિક્ષણ પદ્ધતિ બની શકે તેટલી પુરેપુરા સ્વરૂપની બનાવવાની સ્વાભાવિક ઇચ્છા રાખવી, અને તેને પોષણ આપવું. એટલે લખવું, વાંચવું, અને હિસાબ માંડવાનો કેળવણીમાં સમાવેશ થવા ઉપરાંત બુદ્ધિ, મનોવૃત્તિ, અને શરીરસામર્થ્ય વધે તેવા શિક્ષણનો પણ સમાવેશ થવો જોઇએ.

ब. તે હેતુને લઇને ઉદારતાથી નાણાંનો વ્યય કરવો.

क. સ્વભાષાના શિક્ષણ તરફનું દુર્લક્ષ ઓછું કરવું.

ड. ઐતિહાસિક ને ધાર્મિક શિક્ષણ ઉપર ધ્યાન આપ્યા ઉપરાંત ઔદ્યોગિક કેળવણી એટલે ખેતી, વ્યાપાર, ઉદ્યોગ, નૌકાશાસ્ત્ર, રસિકકળા અને યાંત્રિકશિક્ષણ સંગીન રીતે આપવું.

ई. મફત અને ફરજીયાત શિક્ષણનો કલમ આમાં સમાવેશ કરવો.

પોતાનાં સંતાનોને કેળવણી આપવાનો સ્વતંત્ર હક્ક પ્રજાને હોવો જોઇએ. પોતાને શું ને કેવો વ્યાધિ થાય છે તે દર્દીજ સમજી શકે છે. એટલે જ્યાં સુધી શિક્ષણના વિષય સંબંધી વિચાર કરવાનું અધિકારીવર્ગ પાસેથી ભારતવર્ષની પ્રજાના હાથમાં આવશે નહિ અથવાતો પ્રજામતનો પડઘો વિશેષ પડશે નહિ ત્યાં સુધી શિક્ષણના ગંભીર પ્રશ્નનો સંતોષકારક નીવેડો આવવો સંભવિત નથી.

ફક્ત ભાષાજ્ઞાન, વાંચન, વ્યાકરણ, ગણિત વિગેરેને જો કોઇ કેળવણી કહેતું હોય; તોપછી ધુળ, પાણી, અથવા ચુનો, ઇંટ, તથા પાણીને ઘર કહેવામાં હરકત નથી. પરંતુ આપણી કેળવણી માત્ર નામની અથવાતો ફક્ત વકીલો, ડાક્ટરો, કે પોપટીઆ જ્ઞાનવાળા માસ્તરો બનાવવા માટે નહિ. પણ એક માણસ બનાવવાના ઉદ્દેશ વાળી હોવી જોઇએ.

## મફત અને ફરજીયાત કેળવણી.

આપણા દેશની કેળવણીમાં બીજા ગમે તેટલા ફેરફારો થાય પણ જ્યાં સુધી મફત અને ફરજીયાત કેળવણી (Free and Compulsory Education) ની રૂઢી દાખલ થઇ નથી ત્યાંસુધી કેળવણીનો હેતુ સિદ્ધ થવો દુર્લભ છે. આના સંબંધમાં સ્વ૦ મી. ગોખલેએ નામદાર વાઇસરાયની ધારાસભામાં એક ઠરાવ રજુ કરી પોતાથી બનતું કર્યું હતું પણ દેશના દુર્ભાગ્યે એ ઠરાવ પસાર થયો નહિ. ફરજીયાત કેળવણીનો પ્રતાપ વડોદરા અને મહીસુર સ્ટેટમાં જણાયો છે. જાપાનમાં ફરજીયાત-કેળવણી સોએ સુમારે ૯૦ છોકરા ઉપર લે છે એમ સિદ્ધ થયું છે. ગરીબ હિંદુસ્થાનની પ્રજાનું ભવિષ્ય પણ આ કેળવણી ઉપર અવલંબી રહેલ છે. આ દેશની ૯૫ ટકા જેટલી અભણ પ્રજા હુન્નરઉદ્યોગ અને દરેક વિષયમાં પછાત પડયા પછી મફત અને ફરજીયાત કેળવણીના આશ્રયવિના કેળવણી લઇ શકે તેમ નથી; અને તેથીજ જો નામદાર સરકાર આ પ્રજા પ્રતિ જે ઉદાર છે તેથી પણ વધુ ઉદારપણું બતાવે તોજ હિંદુસ્થાનની પ્રજાનું

ભવિષ્ય સુધરે તેમ છે આમ પ્રજાની દૃઢ માન્યતા છે. સરકારે વાસ્તવિક ડહાપણભરી રીતે ધર્મનું શિક્ષણ ફરજીયાત કરવાની બનારસ હિંદુયુનિવર્સીટીને સત્તા આપી છે. તેમ બીજાં શિક્ષણો માટે પણ સત્તા અને આશ્રય મળવા હિંદીપ્રજા વિનંતિ કર્યા કરે છે. એટલે કે આ દેશમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત. તેમજ માધ્યમિક કેળવણી તથા ઉચ્ચ કેળવણી મફત થવાની અત્યંત આવશ્યકતા છે. કેટલાંક ખાસ કારણોને લઇને નામદાર સરકાર મફત તથા ફરજીયાત કેળવણીનો લાભ હિંદીપ્રજાને આપવાની હાલ તુર્તમાં ગોઠવણ ન કરી શકે તોપણ ફરજીયાત કેળવણી દાખલ કરવાની તો હિંદીપ્રજા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે. આર્યપ્રજાએ જમાનાઓ સુધી મફત અને ફરજીયાત શિક્ષણ લીધું છે, અને તેને લઇનેજ આ દેશ પૂર્ણ પ્રસિદ્ધિ પામ્યો હતો એમ માનવામાં આવે છે. આર્યપ્રજાની ભવિષ્યની ઉન્નતિનો સંગીન પાયો મફત અને ફરજીયાત કેળવણી છે એ સિદ્ધ વાત છે. એટલે કેળવણીજ વ્યક્તિને પોતાની જાતને માટે તેમજ સંયોગાનુસાર ભવિષ્યમાં સમસ્ત પ્રજાને અત્યંત ઉપયોગી થઈ પડશે એમાં શક નથી.

## શારીરિક કેળવણી.

આ કેળવણીના મુખ્ય ત્રણ વિભાગ પાડીશું તો આનો અર્થ સમજવામાં હરકત આવશે નહિ. (૧) બચપણની શારીરિક કેળવણી, (૨) કિશોર વયની શારીરિક કેળવણી, (૩) યુવાવસ્થાની શારીરિક કેળવણી.

૧. બાળકનું શરીર સશક્ત બને તે માટે ખાસ કાળજી રાખવી. કેમકે તેનું શરીર કેમ સુધારવું, કેમ મજબુત બનાવવું તેની ખાસ દરકાર હોવી જોઇએ. પોતાનો સ્વાર્થ શો છે તેનું બાળકને જરાપણ ભાન હોતું નથી. આવા સમયમાં માબાપો તરફથી ઓછી સંભાળ લેવાતી હોવાના કારણે આ વિષયમાં માબાપોને બાળકો ઉછેરવાનું જ્ઞાન હોવું જરૂરનું છે; અને આ જ્ઞાન એટલા માટેજ અગત્યનું છે. બચપણમાં એટલા માટે કાળજી રાખવાની છે કે બાળકના શારીરિક બંધારણની ઉન્નતિ સાથે તેના માનસિક બંધારણનો નિકટ સંબંધ હોઈ બંને સાથે પ્રફુલ્લિત થાય છે. એટલે જો શારીરિક બંધારણ તરફ દુર્લક્ષ કરવામાં આવે તો તે નબળું રહી માનસિક કેળવણીને પણ ધક્કો પહોંચે, અને ભવિષ્યમાં મોટું નુકશાન કરે એ દેખીતુંજ છે. માટે બાળક જ્યાં

સુધી સમજતું થાય નહિ ત્યાંસુધી માબાપે તેની સંપૂર્ણ કાળજી રાખવી જોઇએ, અને આવું જ્ઞાન માબાપોને કેળવણી મારફત મળવાની ગોઠવણ થવી જોઇએ.

૨. આ વખતમાં બાળક પોતે પોતાનું હિત જોઇએ તેવા સ્વરૂપમાં સમજી શકે નહિ તેથી તેને સીધે ને સારે રસ્તે દોરવવામાં માબાપે ધ્યાન રાખવું જરૂરનું છે. ગેડીદડો, વિગેરે રમતો રમવાની તથા બીજી રમતોની અનુકૂળતાને પ્રતિકૂળતાના રૂપમાં પરિવર્તન કરવી નહિ. શરીર સામર્થ્ય વધે તેવી રમતો રમવા દેવી અને ખરાબ સંગત ન થાય તે માટે માબાપે તથા શિક્ષકે ખાસ કાળજી રાખવી. આ વિષયપ્રતિ દુર્લક્ષ હોવાના કારણે આમ ફેરફાર થવાની જરૂર છે.

૩. યુવાવસ્થામાં બાળક પોતે પોતાનું હિત અહિત સમજી શકે છે ને પોતાનો સ્વાર્થ પણ સમજી શકે છે. એટલે એ બાબતમાં વધુ કહેવાપણું રહેતું નથી. કેળવણીના પ્રભાવની શરમથી, અથવાતો વાંચનના વધેલા શોખથી, અથવાતો આળસને લીધે આ અગત્યના વિષયમાટે બેદરકારી રાખે છે અને શિક્ષકો તરફથી તેને ઉત્તેજન મળે છે તે તેમના પોતાના માટે અને આસપાસના સંયોગો પ્રમાણે ભવિષ્યને માટે નુકશાન કારક છે. ક્રીકેટ, ટેનીસ વિગેરે રમતે રમવી તો બાજુપર રહી પરંતુ ચોક્ખી હવા લેવામાં પણ બેદરકારી રાખનારા ઘણા મળી આવે છે તેમાં જલદી સુધારો થવા જરૂર છે. શારીરિક કેળવણી માટે ખુલ્લી હવા અને અંગકસરત એ મોટામાં મોટું સાધન છે. અને તેથી સ્કૂલની કસરત કરતાં બહારની કસરત અને ખુલ્લી હવા ઘણોજ ફાયદો કરશે એમાં શક નથી.

રોમન પ્રજામાં એવો નિયમ ચાલુ હતો કે જે કોઇ બાળક નિર્બળ અવતરતું તેને પર્વતપરથી નીચે ધકેલી દઇ મારી નાંખવામાં આવતુ. ત્યારે તેમાંનો કોઇ પ્રહલ્લાદ થયો હોય એવું હજી સુધી જણાયું નથી. ઇંગ્લાંડમાં સૈનિકનો (Soldier અને નાવિક (Sailor) નો ધંધો ઘણો માનવંતો અને યશસ્વી ગણાતો રહ્યો છે. આ સર્વપરથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે દરેક દેશોમાં શરીરબળ પરત્વે સંપૂર્ણ લક્ષ અપાતું રહ્યું છે. આપણે ત્યાંપણ શારીરિક કેળવણીનું પ્રમાણ વધવું જોઇએ અને આપણા બંધુઓને લશ્કરી તાલીમ (Military training) આપ-

વાની પણ સગવડ થવી જોઇએ. તેમજ જ્યાંસુધી મોટી વય સુધી બ્રહ્મચર્ય પળાશે નહિ, અને જ્યાંસુધી શારીરિકકસરત પર સંપૂર્ણ લક્ષ અપાશે નહિ; ત્યાંસુધી પ્રજાની શારીરિક સ્થિતિ હાલ જે અત્યંત ખેદજનક છે તે સંતોષકારક થશે નહિ કહો કે સુધરશે નહિ.

## માનસિક કેળવણી.

આ કેળવણીના પણ ત્રણ વિભાગ પાડી શકાય. અને શારીરિક કેળવણીના જેટલીજ જરૂરીઆત આ કેળવણીની છે એમ કહી શકાય. આ કેળવણીની શરૂઆત નાનપણથીજ એટલે છોકરાના જન્મથીજ કુદરત શરૂ કરે છે એટલે ત્યાર પછી માત્ર મદદરૂપ થવા માટે છોકરૂં મળતાવડું થઇ આપણું બોલ્યું ભાગ્યું તૂટું સમજી શકે ત્યારે તેને દરેક રીતે બહારના દરેક પદાર્થોનું ધીમે ધીમે ઓળખાણ કરાવવું. પ્રત્યેક કુટુંબમાં આ પ્રમાણે શિક્ષણ આપવાનો નિયમ પ્રચલિત છે ખરો પરંતુ પ્રેમપૂર્વક સંસ્કારી શિક્ષણ આપવાની જરૂર છે, અને જો આ પ્રમાણેજ નાનાં બાળકને માનસિક કેળવણી આપવામાં આવશે તો બાળકની શક્તિ ઓર ખીલશે.

છોકરૂં નિશાળે જતું થાય છે ત્યાં તેને શિખવવાને જોઇએ તેવી કાળજી રાખવામાં આવતી નથી, એવી ફરીયાદો સંભળાયા કરે છે. બાળકોને હાલ તમામ શિક્ષણ ગોખણપટ્ટીથી આપવામાં આવતું હોવાથી બાળકોની માનસિક કેળવણીને ધક્કો પહોંચે છે. હાલની ટેક્સ્ટ બુકો માટે પણ એવીજ ફરિયાદો છે. માનસિક કેળવણીમાં વિકાસ ઉત્પન્ન કરીને તેને ઉત્સાહ ઉત્પન્ન કરે તેવું શિક્ષણ હાલમાં મળતું હોય એમ જણાતું નથી. હાલનું જ્ઞાન તદ્દન પોપટના જેવુંજ છે. આવું જ્ઞાન બોજારૂપ થઈ માનસિક કેળવણીને તથા શારીરિક બંધારણને ધક્કો પહોંચાડે એ દેખીતું છે.

## નૈતિક કેળવણી.

આ કેળવણીની શરૂઆત ગમે તે વખતે કરવી હોય ત્યારે થઇ શકે છે. નાનપણમાં માત્ર નાનાં છોકરાંને ધર્મનો અથવા તો પ્રભુનો ડર બતાવવામાં આવે છે ને નીતિની છાપ ત્યારથીજ બાળકના મન ઉપર પાડવામાં આવે છે. આવે વખતે ભય કરતાં માયાનો ઉપયોગ વધુ પ્રમાણમાં કરવો એ જરૂરનું છે. બાળકો કુસંગમાં સપડાય નહિ તે માટે માબાપોએ તથા શિક્ષકોએ જાપદો રાખવો, અને નૈતિકજ્ઞાન મળે તે માટે વાંચન-

માળાના પાઠોના ખરા ભાવાર્થ બાળકના મન ઉપર ઠસાવવા. માત્ર પાઠો વંચાવીનેજ શિક્ષકે કૃતાર્થતા સમજવી નહિ. યુવાન વિદ્યાર્થીઓ સારાંસારાં પુસ્તકો વાંચે તેની પણ ખાસ કાળજી રાખવી. યુવાવસ્થામાં નૈતિક કેળવણીની ખાસ જરૂર છે. કેમકે માનસિક કેળવણી કરતાં નૈતિક કેળવણી ઘણું અગત્યની છે. કારણ કે સંપૂર્ણ માનસિક કેળવણીના અભાવથી યુવક અમુક કાર્ય કરવાને માટેજ નાલાયક ઠરે છે જ્યારે નૈતિક કેળવણીના અભાવથી તે યુવક કોઇપણ કાર્ય માટે લાયક રહેતો નથી. જો યુવકના નૈતિક શિક્ષણ તરફ પૂરતું લક્ષ આપવામાં આવતું નથી તો તેને ગમે તે દરજ્જાની ઉંચી માનસિક કેળવણી આપો તોપણ તેને કોઇપણ પ્રકારે ફાયદાકારક નથી. તેમજ સુખકારક પણ નથી. આટલા માટે નૈતિક કેળવણીને અભ્યાસક્રમમાં સંપૂર્ણ સ્થાન મળવા જરૂર છે.

૧ Théory નું શિક્ષણ એવું હોવું જોઇએ કે જે તેને માત્ર સૂત્રોનું ભાન કરાવે.

૨ Practical શિક્ષણ સૂત્રો અથવા તત્વોને આધારે આપવાનું હોય તે.

આ બંને રીતના શિક્ષણથી વિદ્યાર્થીઓના નિર્મળ અંતઃકરણ ઉપર નીતિની સુંદર છાપ પડશે અને આ શિક્ષણ આગળથી નક્કી કરેલ ક્રમપ્રમાણે અપાવું અત્યંત જરૂરનું છે.

## પ્રાથમિક શિક્ષણ.

દરેક દેશની કેળવણીના મુકાબલે આ દેશની કેળવણી અત્યંત કઠિન છે. એમ વારંવાર ફરિયાદો થયા કરે છે. અને તેથી હાઇસ્કૂલો ને કૉલેજોમાં અભ્યાસક્રમમાં જેટલા ફેરફારની જરૂર છે તે કરતાં વિશેષ પ્રાથમિક કેળવણીમાં ફેરફારોની જરૂર છે

શરૂઆતથીજ આગળ કહ્યા પ્રમાણે વિદ્યાર્થીની શારીરિક, માનસિક, અને આત્મિક ઉન્નતિ થાય તેવા શિક્ષણની ખાસ જરૂર છે. નાનાં નાનાં બાળકોને એકડા અને "ક" "ખ" ઘૂંટાવવા ખાતર આખો દિવસ સ્કૂલમાં ગોંધી રાખવામાં આવે અને કહેવામાં આવે છે તેમ શિક્ષકો બેદરકારીથી રહે એતો આપણા હિંદુસ્થાનની સ્કૂલોમાંજ બને, બાકી બીજા દેશોમાંતો આરંભના શિક્ષણથીજ સારી શરૂઆત હોય છે; અને વિદ્યાર્થીઓની તંદુરસ્તી સાચવવા ઉપર પ્રથમ લક્ષ આપવામાં આવે છે. એમ આપણે જેટલું જાણીએ છીએ તે આધારે કહી શકીએ છીએ. નાનાં બાળકો, બેદરકાર લાગણી વિનાના

અને સંસાર ભારમાં કચડાઈ ગએલા શિક્ષકોના સંગમાં રહે તે કરતાં સારા કેળવાયલા શિક્ષકોના સમાગમમાં રહી શકે તેવી ગોઠવણ થાયતો વધુ ઈષ્ટ છે. બાળકોનો પ્રેમ કેમ મેળવવો અને તેને પ્રેમ કેમ આપવો તેની સારા કેળવાયલા શિક્ષકોમાં વધુ આવડત હોય છે. એટલે વધુ સરળતા થશે. આ પ્રમાણે દરેક દેશમાં ગોઠવણ છે. નાના વિદ્યાર્થીઓનાં અંકુરો ખીલે તેવા બાલ-સાહિત્યની અત્યંત આવશ્યકતા છે. આપણા દેશમાં બાલસાહિત્ય ઘણું ઓછું છે. **ઓળખવાની પદ્ધતિથી પ્રથમ શરૂઆત કરવી એ આવકારદાયક છે.** આરંભનું શિક્ષણ અત્યંત કઠિન છે, મુશ્કેલ છે એમ શાળાના શિક્ષકો તરફથી પોકાર કરવામાં આવે છે. તેથી એ શિક્ષણ ક્રમમાં ફેરફાર કરવા માટે ખાસ લક્ષ આપવું જરૂરનું છે. બાળકોના મન ઉપર વધુ બોજો પડે છે. એવી કેળવણીની શરૂઆત થઈ છે.—દાખલા તરીકે બાળપોથી, પહેલી ચોપડી,—વયનું પ્રમાણ અને પરીક્ષક અધિકારીઓની સખ્તાઈ તપાસતાં છોકરાઓની સ્થિતિ બગડવાનાં કારણોનું આપણને ભાન થાય છે. આવાં કારણોથી માબાપોનાં અને છોકરાંઓનાં મનપર કેળવણીની જોઈએ તેવી અસર થતી નથી, અને તેથી છોકરાઓના અભ્યાસ બંધ કરાવવાનું ઘણે સ્થળે જોવામાં આવે છે. કેળવણીની શરૂઆતથીજ એવી છાપ પડવી જોઈએ કે તેનો લાભ લેનાર કોઈપણ પ્રકારની શંકા લાવી શકે નહિ કે તેને અભાવ પણ થાય નહિ. પરંતુ અભ્યાસક્રમ નિયમવિનાનો અને કઠિન હોવા ઉપરાંત ખાતા તરફથી દરરોજ નવા નવા સરક્યુલરો નીકળ્યા કરે ત્યાં માસ્તરો કઇ ધાટીએ શિક્ષણ આપે અને વિદ્યાર્થીઓ લે. ઘણે સ્થળે તો માત્ર પ્રશ્નપત્રોના જવાબો ગોખાવીને વિદ્યાર્થીઓને તૈયાર કરી રાખે છે; અને આવું પોપટીઉં જ્ઞાન મેળવનારા વિદ્યાર્થીઓ પાસ થઈ ઈનામો પણ મેળવે છે. આ રીતિ પસંદ કરવા જોગ નથી. તેથી તેમાં સુધારા વધારાની જરૂર છે.

## માધ્યમિક અને ઉચ્ચશિક્ષણ.

આ વખત દરમિયાન વિદ્યાર્થી કેળવણીની અમુક સીમા સુધી પહોંચેલો હોય છે. તેને બાલ્યાવસ્થાના કરતાં વિશેષ ભાન હોય છે. એટલે પોતાને કઈ જાતની કેળવણી અનુકૂળ પડશે તથા પોતાને કયા વિષયમાં તૈયાર થવું સરળ થઇ પડશે વિગેરે વિદ્યાર્થી સારી રીતે સમજી શકે છે. પરંતુ હાલનો માધ્યમિક કેળવણીનો ક્રમ અનિયમિત જેવો હોવાથી, વિદ્યાર્થીઓની શક્તિ, ઈચ્છા, ને સાધનની ગમે તેવી સારી યા કઢંગી સ્થિતિ હો; પરંતુ અભ્યાસક્રમ

પ્રમાણેજ અભ્યાસ કરવો પડે છે. એમ કહેવાય છે કે આ કેળવણી કેળવણી આપવાને બદલે, વિદ્યાર્થીની શારીરિક ને માનસિક સ્થિતિ સુધારવાને બદલે, દુનિયાના કામકાજને માટે લાયક કરવાને બદલે ઘણીજ વિલક્ષણ સ્થિતિમાં મુકી દે છે. હાલનો શિક્ષણ ક્રમ એટલો બધો કઠણ, અવ્યવસ્થિત ને કઢંગો છે કે કેળવણી માટે ઉત્સાહ થવાને બદલે અપ્રીતિ ઉત્પન્ન થાય છે. ને તેથીજ વિદ્યાર્થીઓનો મોટો ભાગ શિક્ષણ લેતાં લેતાં અમુક ધોરણો સુધી પહોંચ્યા પછી પોતાના વડીલોને નાપસંદગી બતાવી "ભીખ માગીશું" આવા ચોકખા શબ્દો કહી અભ્યાસ કરી શકવાની ના પાડે છે. આ શિક્ષણનો ક્રમ એવો નજરે પડે છે કે તેનાથી વિદ્યાર્થીઓને સંસાર વ્યવહારમાં પડ્યા પછી, એવા પ્રકારની જીંદગીની શરૂઆત કર્યા પછી તેને જે જે પ્રકારના લાભ થવા જોઇએ તેમાં ઘણે અંશે નિષ્ફળ નીવડે છે. વિના સંકોચે કોઇપણ પ્રકારની ટીકા વિના એટલું તો કહી શકાય કે હાલનો અભ્યાસક્રમ બદલાવવાની આ દેશની પ્રજા ઘણીજ જરૂર માને છે. કેમકે જે અભ્યાસથી વિદ્યાર્થીઓને ઉત્સાહ, આનંદ, ને સર્વ પ્રકારની આવડત આવે તથા શારીરિક ને માનસિક શક્તિઓનો વિકાસ થાય તથા માણસ માણસપણું મેળવી, પરિપૂર્ણતા પ્રાપ્ત કરી પૂર્ણપણે સંસાર ચલાવવાને શક્તિવાન થાય, તૈયાર થાય અને જીંદગીમાં આવતા અવનવા સુલભ અને વિકટ પ્રશ્નોનો વિચાર પૂર્વક દીર્ઘદૃષ્ટિથી તોડ લાવી આદર્શજીવન વ્યતિત કરી શકે એવી સંગીન ને પવિત્ર કેળવણી આ દેશની પ્રજાને મળવા અભ્યાસક્રમ બદલાવવા જરૂર છે.

માધ્યમિક અને ઉચ્ચશિક્ષણ આપવાની શરૂઆત કર્યા પહેલાં વિદ્યાર્થીનું વલણ કયા વિષય પ્રતિ છે તે જોવાની પણ જરૂર છે. એક વિદ્યાર્થીને દાખલા તરીકે ભૂગોળ (Geography) શિખવાની વૃત્તિજ ન હોય તો પછી અભ્યાસક્રમના ફરજીયાત નિયમ પ્રમાણે તેને ભૂગોળનો વિષય લેવરાવવાથી શો લાભ છે? સાદી સમજ પ્રમાણે તો તે વિદ્યાર્થી પરીક્ષામાં ભૂગોળમાંજ નાપાસ થાય છે. અથવા તો ભૂગોળમાં નાપાસ થવાના ભયથી તે વિષય પાકો કરવા જતાં બીજા હરકોઇ વિષયમાં નાપાસ થઇ જાય છે. અમુક વિષયો પૈકીના અમુક અમુક વિષયો વિદ્યાર્થી પોતાની પસંદગીના અભ્યાસમાં લઇ શકે એટલી છૂટ થવી જોઇએ. કેમકે કેટલાક વિષયો તો શુષ્ક વિષય જેવા લેખાય છે; અને તેને અભ્યાસક્રમમાં સ્થાન આપવામાં આવ્યું છે. એટલે આવા વિષયોના અભ્યાસના પરિશ્રમથી, વિદ્યાર્થીઓના વલણ વિરૂદ્ધ કેળવણી આપવાથી સંતોષકારક પરિણામો જોઇ શકાતાં નથી; અને તેના

પ્રતાપે ઘણાઓની ભવિષ્યની પાયમાલી જોવામાં આવે છે. તેથી દરેક વિષયને ઉપયોગી વિષયના રૂપમાં સ્થાન મળે એ વધુ ઇષ્ટ છે.

## અંગ્રેજી.

અંગ્રેજી ભાષા એ રાજભાષા છે. તેમજ હાલના સમયમાં એક ભાષા (Lingua franca) તરીકે વપરાતી હોવાથી એટલુંજ નહિ; પણ આ ભાષા વિશાળ ખેડાયલી અને સંસ્કારી સાહિત્યવાળી હોવાથી આ કેળવણીના વધુ પ્રચારની જરૂર છે. એટલેકે આ ભાષાનું પ્રજાના મોટા ભાગને સંગીન જ્ઞાન મળે એવી ગોઠવણ થાય એ હાલને સમયે એક સારામાં સારા શુકન સમાન લેખી શકાશે.

## સંસ્કૃત.

Second Language તરીકે આ ભાષાનું શિક્ષણ આપવામાં આવે છે. પરંતુ ગોખણપટ્ટીનું જ્ઞાન આપવા કરતાં સાહિત્ય અને વ્યાકરણનું જ્ઞાન શ્રેષ્ટ રીતે આપવાની જરૂર છે. તોપણ આ વિષય ઐચ્છિક વિષય તરીકે શિખવવો જોઇએ. કેમકે આર્યપ્રજાનો ઉદ્ધાર આ ભાષાપર અવલંબીત છે.

## માતૃભાષાદ્વારા કેળવણી.

અન્ય ભાષા કરતાં માતૃભાષાને પ્રથમ સ્થાન મળવું જોઇએ. યૂરોપમાં તેમજ દરેક દેશોમાં સ્વભાષામાંજ કેળવણી આપવામાં આવે છે. યૂરોપમાં પ્રથમ લેટીનમાં શિખવવામાં આવતું પણ તેમને અત્યંત મુશ્કેલ પડતું તેથી સ્વભાષામાં શિખવવાની શરૂઆત થઇ છે.

પરભાષામાં કેળવણી આપવાથી એક વિષય શિખવતાં અને શિખતાં બમણો વખત લાગે છે તેમજ વિષય સમજવો પણ કઠિન પડે છે. "દેશી ભાષાદ્વારા વિષયોનું જે જ્ઞાન મળે છે તે સંગીન મળે છે, એટલુંજ નહિ પરંતુ તેમાં પરિશ્રમ પણ ઓછો પડે છે. એ પદ્ધતિ કુદરતને અનુસરતી છે." અંગ્રેજીનું સારૂં જ્ઞાન મેળવ્યા પછી પણ એક વિદ્યાર્થી છૂટથી બોલી શકવાની અથવા સારો નિબંધ લખી શકવાની સ્થિતિમાં આવી શકે છે કેમ ? એ શંકા છે. ઘણા થોડાજ સંતોષકારક રીતે આ કાર્ય કરી શકે છે. તો પછી એ ભાષાદ્વારા વિદ્યાનાં, સાહિત્યનાં, તત્વજ્ઞાનનાં પુસ્તકો કે જેમાં ગ્રીક, લેટીન વિગેરે ભાષાઓ મિશ્રીત થએલી હોય છે તે પુસ્તકો સમજતાં વિદ્યા-

ર્થીઓને મુશ્કેલી પડે એ સ્વાભાવિક છે. અને તેથીજ વિદ્યાર્થીઓના મગજ ઉપરનો ભાર ઓછો થવા સારૂ અને સમયનો વ્યર્થ વ્યય થતો અટકાવવા સારૂ માતૃભાષાદ્વારા કેળવણી આપવાની અત્યંત આવશ્યકતા છે.

માતૃભાષામાં કેળવણી આપવા માટે વર્ષો થયાં માગણી થયા કરે છે. એટલે અત્રે વિસ્તારથી વિવેચન નહિ કરતાં એટલું કહેવું ઉચિત છે કે અભ્યાસક્રમમાં જે જે વિષયો અંગ્રેજી ભાષાદ્વારા શિખવાય છે તે માતૃભાષાદ્વારા શિખવાવા જોઇએ. તેમજ સંસ્કૃત, ફારસી જેવી ભાષા પરભાષામાં શિખવવાની જરૂર નથી; અને તેમ થશે તોજ વિદ્યાર્થીઓને સ્વભાષાનું સારૂં જ્ઞાન થશે. એટલે એ સાધ્ય હોઈ ઇચ્છવા જોગ છે.

## ગણિત.

આ વિષયના અભ્યાસક્રમમાં આરંભથીજ સુધારાવધારાની જરૂર છે. પ્રાથમિક ધોરણોમાં સુધારા થયા પછી માધ્યમિક અને ઉચ્ચધોરણોમાં સુધારાવધારાની જરૂર જણાય છે.

અક્ષરગણિત (Algebra) તેમજ Binomial ની થીયરી વિ૦ વિ૦ કેટલું જરૂરનું છે તે દરેક વિદ્યાર્થીની મગજશકિત ઉપર અવલંબી રહે છે. ભૂમિતિ (Geometry) માટે પણ તેમજ સમજવાનું છે. અલબત્ત અક્ષરગણિત જેવા વિષયથી વિદ્યાર્થીની બુદ્ધિને વારંવાર કસવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે અને કહેવામાં આવે છે તેમ બુદ્ધિ ચાંચલ્ય વધે છે. પરંતુ હાલના ગણિતનો અભ્યાસક્રમ સર્વ રીતે ઉપયોગી છે એમતો કહી શકાય નહિ. ગણિતશાસ્ત્ર એટલે બધો ઉપયોગી વિષય છે છતાં તે વિષય મારીમચરડીને વિદ્યાર્થીઓની અનુકૂળતા વિના શિખવવામાં આવે એ વિષય કેટલે અંશે ફળદાયક નિવડે ? એ વિચારવાનું છે. પ્રાથમિક ધોરણોમાં ચાલતી ત્રિરાશી, પંચરાશીના હિસાબોજ ગણવામાં કલાકોના કલાકો ગુમાવનારાને અક્ષરગણિતના પોપટીઆ જ્ઞાન માટે કેટલો સમય લાગે ? અને તેથીજ અનુકૂળ ગણિતશાસ્ત્ર શિખવવાની જરૂર છે.

## સાયન્સ.

હાલ જે દૃષ્ટિથી આ વિષય શિખવવામાં આવે છે તેના કરતાં અનુભવનું સાયન્સ જરૂરનું છે, અને વ્યવહારૂ જ્ઞાન તરીકે આ જ્ઞાન આપવું એ લાભકારક છે. કેમકે વ્યવહારૂ જ્ઞાન અપાશે તો દેશને અત્યંત લાભ થશે.

# ઇતિહાસ.

અભ્યાસક્રમમાંથી ઇતિહાસને હાલ થોડાં વર્ષો થયાં શુષ્ક વિષય કરી નાખવામાં આવેલ છે. જ્યાં ઇતિહાસના અભ્યાસની જરૂર છે ત્યાં શુષ્ક વિષય તરીકે સ્થાન મળે એટલે એ વિષયને સ્થાનભ્રષ્ટ તરીકે ગણી શકાય. હાલ ચાલતા ઇતિહાસથી ભારતવર્ષના પ્રાચીન સમયની વિદ્યાર્થીઓના મન ઉપર જે છાપ પડવી જોઇએ, અસર થવી જોઇએ, જ્ઞાન થવું જોઇએ તે થતું નથી; એટલે જ્યાં સુધી સંપૂર્ણ જ્ઞાન મળે નહિ ત્યાં સુધી ઐતિહાસિક કેળવણીની અસર થઈ કહેવાય નહિ. અને તેથીજ પુરાતન ઇતિહાસ સિવાયની કેળવણીને શુષ્ક વિષય કહી શકાય. રામાયણ અને મહાભારત એ આપણા ઇતિહાસમાં અગ્રસ્થાન ભોગવે છે. રામ અને કૃષ્ણ પ્રતિ પ્રભુ તરીકેની સદ્‌ભાવનામાં ઉણપ લાવ્યા વિના રામાયણ અને મહાભારત ઇતિહાસની દૃષ્ટિથી વાંચી શકાય છે, અને એમ વાંચવાથી પ્રભુ પ્રતિનો ભક્તિભાવ ઓછો થઈ જતો નથી. આ બંને મહાકાવ્યો હિંદના પુરાતન ઇતિહાસની અત્યંત ગરજ સારે છે.

આ દેશના ઇતિહાસનો આધાર મુખ્યત્વે કરીને ચાલુ જમાનાના ઇતિહાસના ગ્રંથકારોના કથન ઉપર રહે છે. પરંતુ થીઓસોફીકલ સોસાઇટીના પ્રમુખ કર્નલ હેનરી–એસ ઓલકોટના મત પ્રમાણે "સો વર્ષ પહેલાં યુરપના ઇતિહાસના કર્તાઓ આર્ય મનુષ્ય જાતિના ઇતિહાસની એક બે વાતોથી પણ જાણીતા નહોતા." આવી વિદ્વાન પ્રજાના હાથે લખાએલ આવો મહત્વનો વિષય કે જેની આપણને તેનેજ આધારે કેળવણી આપવામાં આવે છે, તે કેટલે દરજ્જે અસરકારક નીવડે? કર્નલ ઓલકોટના મતને માન આપીશું તો તેમ નીવડવાને શકિતવાન થશે નહિ.

આપણે જે ઇતિહાસ શીખી ગયા છીએ તેમાં માત્ર સાલવારીનું કે અમુક અમુક વંશોની વંશાવળીનું જ્ઞાન આપણને મળેલું છે. તે કરતાં અમુક સમસ્ત પ્રજાની ઉન્નતિ કેમ થઈ એ જાણી શકાય તેવું ખુલ્લું ઇતિહાસનું જ્ઞાન મળતું હોય તે જ્ઞાન જરૂરનું છે. ફલાણી સાલમાં ફલાણે ફલાણે ઠેકાણે લડાઈ થઈ, તે વખતે અમુક અમુક સરદારો હતા અને તેમાંના ફલાણા ફલાણા લડાઈમાં મરાયા, તે લડાઈમાં અમુક હજાર ઘોડેસ્વાર, પાયદળ, તોપો લશ્કર વિ. વિ. ઇતિહાસોનું જ્ઞાન જેટલું ઉપયોગી થઈ પડે તે કરતાં તે વખતની પ્રજાની રહેણીકરણી, પ્રજાને જૂદાં જૂદાં રાજ્યો સાથે કેવો સંબંધ હતો, લોકોમાં ચાલતી ધર્મક્રિયાઓ કેવી હતી, દંપતીના

સંબંધમાં શા શા રીવાજો હતા, માતાપિતાને છોકરાં સાથે કેવો સંબંધ હતો, પ્રજાને સંસાર વ્યવહારનું કેવું ને કેટલું જ્ઞાન હતું, પ્રજાની શારીરિક, માનસિક, નૈતિક, ધાર્મિક તેમજ આર્થિક સ્થિતિ કેવી હતી, દેશમાં ઉત્પન્ન થતા માલની શી વ્યવસ્થા હતી. પરદેશગમન માટે કેવી છૂટ હતી, તેનાં કેવાં સાધનો હતાં, તેમજ તે વખતનું સાહિત્ય, ચિત્રકળા, સંગીત, પ્રજાનો પહેરવેશ તથા ખોરાક વિગેરે ઘણી ઘણી ખરી હકિકતોનો ઇતિહાસ અત્યંત ઉપયોગી થઈ પડે છે; અને તેથીજ જો આવી હકિકત સાથે શિખવવામાં આવે તો તેનેજ ઇતિહાસ એવું નામ આપી શકાય. તેથી તેવી શોધખોળ કરી આવા ઇતિહાસોને તેમજ મહાન પુરૂષોનાં જીવનચરિત્રોને અભ્યાસક્રમમાં સ્થાન આપવાની જરૂર માનવામાં આવે છે.

## ભૂગોળ.

અમેરિકાનાં મુખ્ય મુખ્ય શહેરો, પૂર્વઆફ્રીકાના દ્વિપો, હિંદના પર્વતો, અને એશીઆની નદીઓ વિ. વિ. હકિકતોથી ગોખણપટ્ટીથી જે ભૂગોળ શિખવવામાં આવે છે; તે કરતાં કયા દેશની જમીન નીપજ માટે વધુ સારી, ખારી મીઠી જમીન કઇકઇ, કઇ નદીઓમાંથી નહેરો વાળી ખેતરોને પાણી પૂરૂં પાડી શકાય, દરેક દેશનો ફળદ્રૂપ મુલક કયો, દરેક દેશની આયાત નિકાસ શું, વિ. વિ. હકિકતોથી ભૂગોળ શિખવવાની જરૂર છે.

## કૃષિવિદ્યા ( Agriculture ).

આ વિષય પરત્વે આગળ હુન્નર ઉદ્યોગના વિષયમાં લખવામાં આવ્યું છે.

## લાયબ્રેરી.

એક મહાન અંગ્રેજ લેખકના શબ્દોમાં કહીએ તો "સોટી અગર ચપાટ માર્યા વગર, ગુસ્સાના કે કઠોર શબ્દો કહ્યા વગર, કપડાં કે પૈસા લીધા વગર શિક્ષણ આપનારાં આ પુસ્તકોજ આપણા શિક્ષકો છે. તેમની પાસે ગમે ત્યારે જશો તોપણ તે ઉંઘતાં માલુમ પડવાનાં નથી. શોધકવૃત્તિથી તમે તેમને પ્રશ્ન કરશો તો તે કાંઇ વાત છુપાવી રાખશે નહિ. તમે તેમનું ખરૂં સ્વરૂપ સમજશો નહિ તોપણ તે કદિ બોલવાનાં નથી. તમે કોઇ વાતમાં અજ્ઞાત હશો તો તમને હસી શકવાનાં નથી. એટલા માટે જ્ઞાનના ભંડારરૂપ પુસ્તકશાળા બધી દોલત અને સંપત્તિ કરતાં વધારે કિંમતી છે.

એને પ્રાપ્ત કરવાને આપણે ઇચ્છા રાખીએ તેવી એક પણ વસ્તુ પુસ્તકશાળા સાથે સરખાવાય તેવી નથી. તેટલા માટે જે માણસ, સત્ય, સુખ, જ્ઞાન, વિદ્યા અથવા પ્રમાણિકપણા માટે ઇચ્છા રાખનારો ઉત્સાહી માણસ ગણાવા માગતો હોય તેણે જરૂર પુસ્તકોનોજ શોખ રાખવો જોઇએ." અને તેથીજ–પુસ્તકાલયની ગોઠવણ એવી હોવી જોઇએ કે હાલનાં ઘણાંખરાં પુસ્તકાલયોના જેવી નહિ–પુસ્તકાલયના સ્થાપન કર્તાઓએ તેને અનુકૂળ કરવા તેમજ લોકપ્રિય બનાવવા બનતો પ્રયત્ન કરવો જોઇએ.

નિશાળોમાં, હાઇસ્કૂલો ને કૉલેજોમાં ભણનારા વિદ્યાર્થીઓ લાયબ્રેરીનો ઉપયોગ વધુ પ્રમાણમાં કરી શકે તેવી તેઓને છૂટ અને ગોઠવણ કરી આપવી જોઇએ, અને બની શકે તો અન્ય માણસો કરતાં પણ ખાસ ઉપયોગી સગવડ કરી આપવી જોઇએ. કેમકે તેનાથી લાયબ્રેરીની ઉપયોગિતા વધુ પ્રકાશમાં આવી શકશે.

શાળોપયોગી કેટલીક લાયબ્રેરીઓ બાદ કરીએ તો બાકીની માત્ર નામનીજ છે અને તેથી તેમાં ઉપર જણાવ્યા પ્રમાણે સુધારો થાય એ ઇચ્છવા જોગ છે.

## વ્યવહારોપયોગી કેળવણી.

હાલ અપાતા શિક્ષણમાં વ્યવહારોપયોગી જ્ઞાનની ઉણપ છે, સંગીન જ્ઞાન મળતું નથી એમ અનુભવીઓ તરફથી વારંવાર કહેવામાં આવે છે તેમાં વાસ્તવિક રીતે સુધારા વધારાની જરૂર છે. "ભણવા કરતાં ગણવું જરૂરનું છે" આ સાદી કહેવતને પણ આપણે માન આપીએ તોપણ હાલના પોપટીઆ જ્ઞાનના શિક્ષણમાં સંગીન જ્ઞાન મળવાના સુધારા વધારા કરવા એ અગત્યનું છે. ઘણાખરા કેળવણી લીધેલ શાકભાજી કે ઘી લેવા જાય ત્યારે બીલ ચુકાવતી વખતે કાગળ ને પેનસીલ લઇ ત્રિરાશિના હિસાબ ગણતા જણાય છે. તેટલા માટે આંક, લેખાં ને ગણિતના સંગીન જ્ઞાનની જરૂર છે

## પરદેશગમન.

આ વિષય હાલમાં ઠેરઠેર ચર્ચાય છે તેથી નહિ, પરંતુ તેને કેળવણી સાથે સંબંધ હોવાથી અત્રે કૈંક લખવું અપ્રાસાંગિક નથી. જો કેળવણીમાંજ જીવનનું સર્વસ્વ સમાયલું છે એમ દૃઢ માન્યતા હોય તો પછી પરદેશગમનનો શાસ્ત્રોક્ત નિર્ણય થવા અત્યંત જરૂર છે. પરંતુ તે પહેલાં "આર્ય" જાતિ માટે, તેમજ તેની પેટા જાતિ માટે સંપૂર્ણ શોધખોળ કરી જ્ઞાતિસંસ્થાઓના નેતાઓને જાગ્રત કરવા

જરૂર છે. રઘુરાજાનો વિસ્તાર, સંબંધ વિગેરે સંબંધી રઘુવંશમાં વિસ્તારથી લખેલ છે. પૃથ્વીમાં વસતી તમામ જાતિઓ આર્યજાતિમાંથી ઉદ્ભવી છે એમ ઇતિહાસથી સિદ્ધ થાય તો પછી આ પ્રશ્નનો ત્વરાથી શાસ્ત્રોક્ત નિર્ણય થઇ શકે ખરો; એમ માની શકાય.

## શિક્ષકો, પરીક્ષાઓ અને પરીક્ષકો.

ગરીબગુરબાંમરતા વિદ્યાર્થીઓને ખાવાપીવા સુવાબેસવા વિ૦ નો બંદોબસ્ત કેળવણીખાતા તરફથી નિર્મિત થએલા ખાતા મારફત થવો જોઇએ, અને તે માટે બૉર્ડીંગો (Boarding Houses) ઉપરાંત દવાખાનાની પણ ગોઠવણ થવી જોઇએ. સિવાય યૂરોપીય પ્રજાઓની દાકતરી પદ્ધતિ શારીરિક સ્થિતિ તપાસવા જેમ જાપાનમાં દાખલ થઈ છે તેમ તે પદ્ધતિ અત્રે પણ હાલ તુર્તના માટે જરૂરની છે. અભ્યાસક્રમમાં ફેરફાર થશે અને વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ સુધરતી જશે તો પછી એ પદ્ધતિની હાલ માનવામાં આવે છે તેટલી ઉપયોગિતા રહેશે નહિ. ક્રિકેટ વિગેરે રમતોમાં હાલમાં માત્ર સારા ખેલાડીઓજ ભાગ લઈ શકે છે તેથી તેમાં સુધારો કરી એ રમત દરેક ધોરણવાર ફરજીયાત દાખલ થવી જોઇએ. સાન્ફ્રાન્સિસ્કો ક્યાં આવ્યું અથવા ફ્રેન્ચ રેવોલ્યુશન કઈ સાલમાં થયો એ સ્મરણમાં હોય તે કરતાં પંદર વીશ મિનીટમાં પોતે કેટલું દોડી શકે છે અથવા કેટલા દંડ પીલી શકે છે તે જ્ઞાન હોવું વિશેષ ફલપ્રદ છે. કેટલાંક સારાં સારાં પુસ્તકો ધોરણમાં ચલાવવાં બંધ થતાં જાય છે તેમ ન થવું જ અગાઉના અભ્યાસમાં ને હાલના અભ્યાસમાં ઘણોજ તફાવત પડી ગય એ દેખીતી વાત છે. જે જે પુસ્તકોથી વિદ્યાર્થીઓનું જ્ઞાન વધતું હોય અને અભ્ સમાં સરળતા થતી હોય તેવાં પુસ્તકો વિદ્યાર્થીઓની અને વિદ્યાગુરૂએ નામરજી છતાં શા માટે બંધ કરવામાં આવે છે તે સમજી શકાતું ન તેમ ન થવું જોઇએ એવો પ્રજામત ઘણા વખતનો છે; અને ઑન. પરાંજપેએ ધારાસભામાં તે વિશે સ્પષ્ટ ને સત્ય વિવેચન પણ કરેલ છે. અગાઉનો મેટ્રીક કેળવણી લઈ રહ્યા પછી જે કરી બતાવતો તે હા બી.એ. થએલો મુશ્કેલીથી કરી શકે છે. એવી લોકમાન્યતા જ શિક્ષણ પદ્ધતિની આવડત વિનાના અને પોપટીઆ જ્ઞાન વિશે ફરિયાદ કરવામાં આવે છે તેનું આ એક મ

કુવામાં હોય તો હવાડામાં આવેને. આપણને શિક્ષણ પદ્ધતિની આવડતવાળા અને પોપટીઆ જ્ઞાનવિનાના શિક્ષકોની જરૂર છે. પરતું એવા શિક્ષકો મેળવવા માટે પ્રથમતો જોઇએ તેવા પ્રયત્નો થતા નથી, અને કદાચ થાય છે તો કાંતો તેવા શિક્ષકો તરફથી માગણી થાય છે તેનો સ્વિકાર થઈ શકતો નથી.—આવી માગણીમાં શિક્ષકોના પગાર વિશેનો વ્યાજબી અને દયાજનક સવાલ છે.—અને કાંતો પસંદ કરી શકાય તેવા શિક્ષકો મળતા નથી. કેમકે શિક્ષકમાં ખાસ કરીને નીચેના ગુણો હોવા જોઇએ.

૧ તેને જે વિષય શિખવવાનો હોય તે તેણે સારી પેઠે જાણવો જોઇએ.

૨ તે વિષય તેણે કેવી રીતે શિખવવો તેપણ જાણવું જોઇએ.

૩ તેનો અવાજ બુલંદ હોવો જોઇએ.

૪ તેના ઉચ્ચાર સ્પષ્ટ હોવા જોઇએ.

૫ તે સ્વભાવે શાન્ત હોવો જોઇએ.

૬ તેની વર્તણુક ઉચ્ચ પ્રકારની હોવી જોઇએ.

૭ તેને જે જે કામ કરવાનાં હોય તે હોંશથી કરવાની વૃત્તિવાળો હોવો જોઇએ.

૮ શિષ્યોપ્રતિ તેની પ્રેમયુક્ત લાગણી હોવી જોઇએ.

આ પ્રમાણે ગુણવાળા શિક્ષકની પસંદગી થવી જોઇએ. શિક્ષકનું મુખ્ય કામ બાળકની બુદ્ધિ કેળવીને—ખીલવીને—અક્કલવાન મનુષ્ય બનાવવાનું છે, અને શિક્ષકનો ધંધો પવિત્ર અને પુણ્યવાળો ગણાય છે. પરંતુ આવા ધંધાનું આ સ્થિતિએ આવી જવાનું કારણ એજ છે કે કેટલાક કેળ-[illegible]ા અને બીન કેળવાયલાઓને જ્યારે કોઇ અન્ય ધંધામાંથી કુટુંબ નિર્વાહ [illegible]ં મળતું નથી ત્યારે કેવળ ઉદરપોષણ કરવા નિમિત્તેજ શિક્ષકનો ધંધો [illegible]ારે છે, અને તેને લીધે શિક્ષક તરીકે બજાવવાની પવિત્ર ફરજ વેઠ [illegible] બજાવે છે. **આચાર્ય દેવો ભવ** એ શાસ્ત્રોક્ત વચન શિક્ષક ત્યારેજ સત્ય [illegible]દ્ધ કરી શકે કે જ્યારે ભાવપૂર્વક જાતમહેનતથી, ખંતથી, ધીરજથી, [illegible]ાસ અને અનુભવથી બાળકોપર પ્રેમ રાખી બાળકોમાં ઉત્સાહ વધે એવી [illegible] રાખી એક શિક્ષક તરીકેની—પિતાતરીકેની—પવિત્ર ફરજ લેશ [illegible] બજાવે; અને એવી ફરજ બજાવે ત્યારેજ શિક્ષકો દેવની [illegible] હેવાને બદલે શિક્ષકો દેવસમાન ગણાય અને પૂજાય [illegible]છે. તેમજ અનુભવી સંપૂર્ણ જ્ઞાનવાળા અને આદર્શ

શિક્ષકો હોય તેમનેજ પરીક્ષક અધિકારી તરીકેનું કામ ખાતા તરફથી સોંપવું જોઇએ. આ રીતિમાં ફેરફારો થયા કરે છે એ મુનાસબવાજોગ નથી. કોઇવાર એવું પણ બને છે કે આવા હકદારના હક હોય છે છતાં પણ નૂતનના ગ્રેજ્યુએટોને ગુજરાતી સ્કૂલોના પરીક્ષક તરીકેનું કામ સોંપવામાં આવે છે. જેમાંના ગણ્યાગાંઠયા અધિકારીઓજ પોતાની પવિત્ર ને ગંભીર ફરજ યથાર્થપણે બજાવે છે. બાકીનાતો છોકરાનું ભવિષ્ય બગડે છે કે સુધરે છે તેની લેશપણ દરકાર રાખ્યા વિના "ધકેલપંચાંદોઢસો" એ સાદી કહેવત પ્રમાણે કરે જાય છે. એક ધોરણમાં અમુક વિદ્યાર્થી અમુક વિષયમાં નાપાસ (Fail) થયો હોય તો ત્રણ માસ પછી અથવા બહુ લંબાયતો તે વર્ષની આખરીમાં તે છોકરાને તે વિષયમાં ફરી વેળા તપાસીને જો તેમાં પાસ થાય તો ઉપલા વર્ગનો લાભ આપવાનો રીવાજ યુરોપના ઘણાખરા અને જાપાન વિગેરે દેશોમાં છે. આ દેશમાં તેવું કશું નથી. પરંતુ આ દેશમાં તો એક છોકરો શારીરિક સ્થિતિમાં દયાજનક હોય છતાં પણ ઉજાગરા કરીને દવાના ડોઝ પી પીને મહા મહેનતે ગોખી ગોખીને પરીક્ષા આપવા બેસે છે, અને પરીક્ષક અધિકારીની સહેલી પ્રશ્નપત્રિકાના પ્રતાપે દૈવયોગે એકાદ વિષયમાં નાપાસ થયો—સેંકડે ૭૫ ટકા આ પ્રમાણેજ થાય છે—તો તેના બાર વાગી જાય છે. ત્રણ મહિને કે છ મહિને તે વિદ્યાર્થીને તપાસવોતો બાજુપર રહ્યો પરંતુ બાર મહિને પણ તે વિદ્યાર્થીને તમામ વિષયની ફરીવેળા તેવીજ સ્થિતિમાં પરીક્ષા આપવા ફરજ પડે છે. ગણિતમાં નાપાસ થયો હોય તોપણ તમામ વિષયોની પરીક્ષા આપવી પડે છે. અંગ્રેજી કે ઇતરભાષામાં નાપાસ થયો હોય તોપણ તે પ્રમાણેજ થાય છે. એટલે કે એક છોકરો પહેલીવેળા ધારો કે ઇતરભાષામાં નાપાસ થયો હોય તે બીજા વર્ષની તેજ ધોરણની, તેજ વિષયોની પરીક્ષામાં ઇતિહાસ અથવા ગણિતમાં નાપાસ થાય તો તેને બળ્યાઝળ્યા હૃદયે તેજ ધોરણમાં પડયું રહેવું પડે છે. આપણા દેશના હિનભાગી વિદ્યાર્થીઓ માટે આ ક્રમ અત્યંત ત્રાસદાયક અને વિદ્યાર્થીઓના ભવિષ્યને નુકશાનકર્તા છે. એટલે પરીક્ષાઓ સદંતર બંધ થવી જોઇએ; અથવાતો તેમાં નીચે પ્રમાણે ફેરફારો થવા જોઇએ.

૧ હાલની કેળવણીના પોપટીઆ જ્ઞાનને લીધે પરીક્ષાની જરૂર છે એમ બહુમતે સ્વિકાર થાય તો તે પરીક્ષા સહેલી એટલે દરેક ધોરણના અભ્યાસક્રમ પ્રમાણે થવી જોઇએ. નહિંકે પરીક્ષકોની સ્વેચ્છા મૂજબ.

૨ પરીક્ષાનું કામ અનુભવી, આવડતવાળા, ને વિચારશિલ વિદ્વાનોના હાથમાં રહેવું જોઇએ.

૩ એક વિદ્યાર્થી એક ધોરણમાં જે વિષયમાં નાપાસ થયો હોય તેને માત્ર તેજ વિષયમાં ત્રણ માસ પછી યાતો અનુકૂળ ટાઇમે તપાસી ઉપલા ધોરણનો લાભ આપવાની ગોઠવણ થવા જરૂર છે.

સ્કૂલોના અભ્યાસના વખત દરમિયાન ઇન્સ્પેકટરોએ એકાએક વિઝીટ લેવા જરૂર છે. આ રીતિ કેટલેક સ્થળે દાખલ થઇ છે પણ તેમાં હજી વિશેષ સુધારા વધારાની જરૂર છે. આ કામને માટેજ ખાસ ઇન્સ્પેકટરો રહેવા જોઇએ.

વિદ્યાર્થીઓને કૉલેજો ને હાઇસ્કૂલો માટે કોઇપણ જાતનું બંધન ન હોવું જોઇએ. કોઇપણ વિદ્યાર્થી પોતાની મરજી પ્રમાણે ગમે તે હાઇસ્કૂલ કે કૉલેજમાં ગમે તે પ્રસંગે, ગમે તેવા સંયોગોમાં દાખલ થઈ અભ્યાસ કરી શકે તેવી ગોઠવણ થવાની ઘણીજ જરૂર છે.

વિદ્યાર્થીઓના મન ઉપર ઠસે તેવું શિક્ષણ અપાવું જોઇએ. વિદ્યાર્થીઓને પોતાની જાતે સ્વતંત્ર વિચાર કરતાં શિખવવું એ શિક્ષણનું પ્રથમ લક્ષણ છે. નોટબૂક લખી ગોખાવવી કે પઢેલા પોપટ બનાવવા એ કંઈ કેળવણી કહેવાય નહિ; અને તેથીજ ખરી કેળવણીની જરૂર મનાય છે.

**ગુરૂકુળ, શાન્તિનિકેતન, અને સત્યાગ્રહાશ્રમ જેવાં ઘણાં ઘણાં આશ્રમોની જરૂર છે.**

સમાજનું જીવન, સમાજની શક્તિ, અને ખરૂં જોતાં સમાજના પોતાના અસ્તિત્વનો આધાર વેદ ઉપર અવલંબી રહે છે. વેદોજ સર્વ વિદ્યાનું ઉત્પત્તિ સ્થાન છે. માટે વર્તમાન અને ભવિષ્યની પ્રજાના હિતાર્થે વેદાભ્યાસની ગોઠવણ થવા જરૂર છે. જો વેદધર્માભિમાની શ્રીમંત અને ધીમંત આર્યપ્રજા, ગુરૂકુલ અને તેના જેવીજ અન્ય સંસ્થાઓને પણ સરકારી તથા સાંપ્રદાયિક રેસીડેન્શીયલ યુનિવર્સીટીઓ જેટલાજ ઉત્સાહથી સહાયતા આપે તો એ યુનિવર્સીટીઓ કરતાં વિશેષ સંગીન પરિણામ આપણાં ગુરૂકુલો નીપજાવી શકે એ વિષે કંઈ શક રાખવાનું કારણ નથી.

આ દેશને અનુકૂળ કેળવણીનો અભ્યાસક્રમ ગોઠવવામાં આવે તો સીવીલસર્વીસ (Civil Service) ની પરીક્ષા અત્રે લેવાય એમ આશા રાખીએ તો અસ્થાને નથી.

આપણી શાળાનાં મકાનો સ્વચ્છ હવા અને પુરતાં ઉજાસવાળાં હોવાં જોઇએ. તેમજ દરેક શાળાને અંગે એક રમણિય બગીચો હોવો જોઇએ.

## ધર્મનું શિક્ષણ.

હિંદુ યુનિવર્સીટી તરફથી નામદાર સરકારની ઉદાર સંમતિથી ધર્મના શિક્ષણ માટે જેમ ખાસ વ્યવસ્થા કરવામાં આવી છે તેમ દરેક શાળાઓ, પાઠશાળાઓ, હાઇસ્કૂલો ને કૉલેજોમાં થવાની જરૂર છે. બાળકને જન્મથીજ ધર્મના શિક્ષણના સંસ્કારો પડવા શરૂ થાય છે. એટલે ત્યારપછી સ્કૂલનું ધાર્મિક શિક્ષણ અગત્યનું છે. જો આપણે એમ માનતા હોઇએ કે ધર્મ તદ્દન નકામો છે, તો ધાર્મિક કેળવણી તદ્દન નિરૂપયોગી થઈ પડે. પણ તેમ નથી. કેમકે ધર્મનું શિક્ષણ અત્યંત અગત્યનું છે. એટલું કહેવામાં કોઇપણ પ્રકારનાં પ્રમાણોની જરૂર રહેતી નથી. જીવનનું સઘળામાં સઘળું તત્વ તે ધર્મ. ઉપવાસ વિગેરેની ક્રિયા એ ધર્મનું ખરૂં સ્વરૂપ નથી. પરંતુ આયુર્વેદિક-વૈદક મત પ્રમાણે ધર્મ નિમિત્તે પણ આ ક્રિયા જરૂરની માનવામાં આવે છે. પરમેશ્વરમાં શ્રદ્ધા તેનું નામ ખરો ધર્મ. કેળવણી લેનારને ધર્મ ઉપર શ્રદ્ધા રાખના કરવા માટે ધર્મનું શિક્ષણ અત્યંત ઉપયોગી છે. "Education without religion is but little worth."

## * સ્ત્રીકેળવણી.

સ્ત્રીકેળવણીનો વિષય હમણાં હમણાં વિશેષ ચર્ચાય છે, કેમકે સ્ત્રીકેળવણી એ હિંદની વર્તમાન સ્થિતિમાં મહાનમાં મહાન અને વિશેષ અગત્યનો પ્રશ્ન છે. સૌ કોઇ મોટે ભાગે કબૂલ કરે છે ખરા કે સ્ત્રીઓને કેળવણી આપવી. પરંતુ કેવા પ્રકારની કેળવણી આપવી કે સ્ત્રીકેળવણી કલંકથી મુકત રહે. એ પ્રશ્ન હજી ચર્ચાય છે. સ્ત્રીકેળવણીનો વિશેષ પ્રચાર કરવા કેળવાયલો વર્ગ ત્વરા બતાવે છે; તે સાથે મોટી ઉમરની સ્ત્રીઓને કેળવણી આપવા માટે હાલમાં વધુ ઉહાપોહ થાય છે. હિંદમાં સ્ત્રીકેળવણીને કેમ વધુ ઉત્તેજન મળે ને તેનો વિશેષ પ્રચાર કેમ થાય તે માટે દેશના વિદ્વાનો બહુ મથે છે, અને નામદાર સરકારની સહાનુભૂતિ માગે છે. કેમકે દિલગીરી સાથે કબૂલ કરવું પડે છે કે હિંદમાં સ્ત્રીકેળવણીનું

---

* "આધુનિક આર્યમહિલાઓને કેળવણીની અગત્ય અને તે કેવા પ્રકારની જોઈએ" એ વિષય ઉપર આ નિબંધના લેખકે એક ઈનામી નિબંધ લખ્યો હતો. તે નિબંધ પાસ થયો છે અને તે મદ્રાસવાળા મી. સી. જી. નારાયણદાસ મારફત પ્રસિદ્ધ થનાર છે. એટલે પ્રસિદ્ધ થયા પછી વાંચવા ભલામણ છે.

પ્રમાણ અન્ય દેશો કરતાં ઘણું ઓછું છે. હિંદની વસ્તીનો અર્ધ ઉપરાંત ભાગ સ્ત્રીઓનો છે ત્યારે તેમાંથી એકજ ટકા જેટલી સ્ત્રીઓ ભણેલી છે; તો જ્યાંસુધી આપણું અર્ધું અંગ પક્ષઘાતથી પીડાય છે ત્યાંસુધી આપણાં ગૃહ-મન્દિરો એજ શોકજનક સ્થિતિમાં રહેવાનાં; અને આપણા મહાન મહાન વિચારો, અને આપણી મહાન મહાન ઉમેદો ને મહત્વાકાંક્ષાઓનું પણ એમજ થવાનું. વસ્તુસ્થિતિ આમ હોવાથી અને બાળકોની ખરી કેળવણીનો પાયો માતાથી નંખાતો હોવાથી સ્ત્રીકેળવણીની અત્યંત આવશ્યક્તા છે. એમ અમો પણ નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ.

સ્ત્રીઓને કેવા પ્રકારની કેળવણી મળવી જોઇએ ? એ ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થયો છે. "સામાન્યરીતે દરેક સ્ત્રી જેને ઘરસંસાર ચલાવવાનો છે, તેને વાસ્તે કેળવણી ઘણીજ જરૂરની છે. દરેક સ્ત્રીએ ઓછામાં ઓછું એટલુંતો જાણવું જોઇએ કે જેથી કરીને તે પોતાની માતૃભાષામાં લખેલાં પુસ્તકો સહેલાઇથી વાંચીને સમજી શકે તેમજ તે ભાષાદ્વારા પોતાના વિચારો દર્શાવી શકે. આ સાથે ગણિતવિદ્યાનું જ્ઞાન અને તંદુરસ્તીના નિયમો સંબંધીનું જ્ઞાન પણ સ્ત્રીઓને સારૂ ઘણુંજ જરૂરનું છે. જો તંદુરસ્તી અને આરોગ્યવિદ્યાના નિયમોથી સ્ત્રીઓ અજાણ રહે, તો પછી પોતાનાં ઘરને કેવી રીતે સુસ્થિત અને સગવડવાળું રાખે ? તેમજ પોતાનાં છોકરાંઓને કેવી રીતે ઉછેરી શકે ? સ્વચ્છતા અને શુદ્ધ હવાના નિયમો જાણવા ઉપરાંત તેઓએ માંદાને સારૂ જોઇતા ખોરાક બનાવવાનું અને ખોરાકના ગુણદોષનું જ્ઞાન મેળવવું જોઇએ. કેવળ પુસ્તકોથીજ નહિ પણ આ બાબતનું વ્યવહારિક જ્ઞાન તેઓને આપવું જોઇએ. તેઓ સઘળી બાબતો શીખે, તેમાં મુખ્ય એક બાબત ઉપર ધ્યાન ખેંચવાનું છે. અને તે બાબત ધર્મના જ્ઞાન સંબંધી છે. જે સ્ત્રીમાં ધર્મભાવના નથી, તે સ્ત્રીના નામનેજ લાયક નથી. અને ધર્મ,—અને એકલો ધર્મજ—તેને નમ્ર પુત્રી, પવિત્ર ભાર્યા અને ધીરજવાળી પ્રેમાળ માતા બનાવશે." આ બધા ધર્મો કે જે કેળવણીથી બરાબર બજાવવાને સ્ત્રીઓ તૈયાર થઈ આદર્શ જીવન વ્યતિત કરી શકે તેજ સ્ત્રીકેળવણી ઇષ્ટ છે. ઉત્તેજનને પાત્ર છે.

સ્ત્રીઓને અંગ્રેજી કેળવણી આપવી કે કેમ ? એ વાદગ્રસ્ત ગંભીર પ્રશ્ન છે. અંગ્રેજી શિક્ષણ આપવાની તરફેણમાં ભલે એક પક્ષ હોય. પરંતુ એ પગલું આ દેશની સ્ત્રીકેળવણીને સંપૂર્ણ અનુકૂળ નથી એમ કહી શકાય. અંગ્રેજી શિક્ષણ કરતાં સંસ્કૃત શિક્ષણનું પ્રમાણ વિશેષ રાખ્યું હોય અને

તેમાં-સંસ્કૃત શિક્ષણમાં-ગીતાજી વિગેરેને અભ્યાસક્રમમાં સ્થાન મળે તો તેમાં નીતિ ને ધર્મના શિક્ષણનો પણ સમાવેશ થઇ જશે. છોકરા અને છોકરીઓ પ્રાથમિક ધોરણોમાં સાથે અભ્યાસ કરેતો આ દેશની કેળવણીને આ પદ્ધતિ માફક આવશે એમ ઘણા તરફથી કહેવામાં આવે છે. પરંતુ સ્ત્રી શિક્ષકો વધુ પ્રમાણમાં મળે તો મોટાં મોટાં શહેરોમાં જેમ કન્યાશાળાઓ જૂદી છે તેવી ગોઠવણ થાય તો વધુ ઠીક ગણાય. મફત અને ફરજીયાત કેળવણી હિંદમાં દાખલ થાય તો ગામડામાં પણ કન્યાઓ માટે જૂદી શાળાઓતો ખોલવીજ જોઇએ. છતાં પણ પ્રાથમિક ધોરણોમાં સાથે અભ્યાસ કરે તો એટલું બધું વાંધા ભરેલું જણાતું નથી. સ્કૂલમાં જઈ અભ્યાસ ન કરી શકે તેને માટે સાધારણ લખી વાંચી જાણે તેટલો ઘેર બેઠાં અભ્યાસ કરી શકે તેવી ગોઠવણ કરવી. છોકરી જન્મે ત્યારથીજ તેને માતાના સંસ્કાર પડવા શરૂ થાય છે. એટલે ગૃહશિક્ષણથીજ શિક્ષણની શરૂઆત થઈ જાય છે; અને તેના માટે "એક સારી માતા, તે સો કેળવાયલા શિક્ષકોનું કામ સારે છે," એ અક્ષરશઃ સત્ય કથન પ્રમાણે સારી માતા કેળવણીથી ઉત્પન્ન કરવાની જરૂર છે. છોકરીને માતા તરફથી એવું શિક્ષણ મળવું જોઇએ કે જે શિક્ષણથીજ તેનું ભવિષ્ય સુધરી શકે. સ્ત્રી શિક્ષણના માટે નીચેનો ક્રમ વધુ બંધ બેસતો થઈ પડશે.

(૧) ૯ વર્ષની વયસુધીમાં વાંચતાં, લખતાં, ગણતાં, ચીતરતાં, વિગેરે શિખવવું.

(૨) ૧૨ વર્ષની વયસુધીમાં સીવતાં, ભરતાં, ગાતાં વિ૦ શિખવવું.

(૩) ૧૩ વર્ષની વયસુધીમાં નીતિ તથા ધર્મનું શિક્ષણ આપવું, તથા ઘર-સંસાર ચલાવવાનું જ્ઞાન આપવું.

(૪) ૧૫ વર્ષની વયસુધીમાં ઘરધંધો, સ્ત્રીપુરુષનો પ્રેમ, તથા વાંચનની વિશાળતા.

(૫) ગર્ભ રહ્યા પછી તંદુરસ્તી, સુવાવડ સંબંધી તથા બાળકોને ઉછેરવા સંબંધીનું જ્ઞાન આપવું.

(આ ક્રમમાં ૧૩ વર્ષની વયસુધી શાળામાં શિક્ષણ આપવાનો ક્રમ છે, ત્યાર પછી ગૃહશિક્ષણનો ક્રમ છે.)

બાલ્યકાળથીજ સીવતાં, ભરતાં, ગુંથતાં વિગેરે એકાદ ઉદ્યોગનું સારૂં જ્ઞાન આપવામાં આવે-કે જે આવશ્યક છે-તો ગરીબ અને વિધવાસ્ત્રીઓને ભરણ પોષણ માટે સોસવું પડે નહિ.

સ્ત્રી પુરુષોનું સાથે મળીને એક મંડળ હોય તો? એવો પ્રશ્ન પણ હાલ ઉપસ્થિત થતો જોવામાં આવે છે. પરંતુ આ પ્રશ્ન સામે કેળવણી પામેલા કેટલાક સજ્જનો વાંધો રજુ કરે છે. અલબત્ત સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે. તેથી સાથે મળીને એક મંડળ હોય તે કરતાં જૂદાં જૂદાં મંડળો શું ખોટાં છે? સ્ત્રી પુરૂષના સમાન હક્ક માટે આ બધા પ્રયત્નો થતા હોય તો સ્ત્રી પુરૂષના હક્ક સરખાજ છે. તે માટે કોઈ જજસાહેબ (Judge) પાસે ન્યાય મેળવવા જવું પડે તેમ નથી. પરંતુ આ દેશમાં ચીન દેશની જેમ સ્ત્રીઓને ગોંધી રાખવામાં આવે છે તેમ ન થવા જરૂર છે. પરદેશીરાજ્યોના હુમલા વખતે એમપણ જરૂર હતી. પરંતુ હવે નામદાર બ્રિટીશ સરકારના સંરક્ષણ નીચે તે સમય નથી; અને તેથીજ ચુલો, ઘંટી, ને ઘરમાં ગોંધાઈ રહેવામાં સ્ત્રીનો દરજ્જો સમાય છે તેમાં અનુકૂળતા પ્રમાણે છૂટછાટની જરૂર છે, કેમકે સ્ત્રીઓને અજ્ઞાત રાખવી એ આત્મઘાત સમાન છે.

સ્ત્રીકેળવણીના વિષયને વિચારપૂર્વક કેળવવામાં આવે તો અનહદ લાભ થવા સંભવ છે. હિંદમાં કરોડો સ્ત્રીઓ અભણ રહે તો દેશને કેટલો ગેરલાભ છે એ વાત સહજમાં સમજી શકાય તેમ નથી. તોપણ હાલ આ વિષય સારી રીતે ચર્ચાય છે એટલે આટલી નમ્ર સૂચના સ્થાનભ્રષ્ટ નથી એમ અમારી માન્યતા છે.

## હુન્નરઉદ્યોગની કેળવણી.

શ્રીયુત્ વાત્સાયન ઋષિકૃત ચતુઃષષ્ટિકળાનિર્ણય ગ્રંથમાં પચાસ પ્રકારના ઉદ્યમ અને વ્યવહારનાં વર્ણનો લખેલાં છે, તેમજ ઋગ્વેદનાં ઘણાં વાક્યોપરથી એમ જણાય છે કે પ્રાચીન કાળમાં ઘણી કલાઓ શ્રેષ્ઠતાને પરમપદે પહોંચી હતી. જે દેશ આ સ્થિતિએ હતો તે દેશની દૈવસંયોગે હુન્નરઉદ્યોગમાં આવી કફોડી સ્થિતિ થઈ તે ખરેખર દયાજનક છે! અને તેથી હુન્નરઉદ્યોગમાં આગળ વધેલા દેશોની લાઈનમાં ઉભા રહેવાને માટે આ દેશના હુન્નરઉદ્યોગ ખીલવવા નિમિત્તે વ્યવહારૂ પગલાં લેવાં અને કેળવણીદ્વારા જ્ઞાન આપી યુવકો તૈયાર કરવા એટલુંજ પૂરતું નથી; પણ આપણો ખેડુતવર્ગ અજ્ઞાત છે તેને કેળવણી આપવાની તથા હિંદને નાણાંની સ્વતંત્રતા તથા પ્રજાકીય કેળવણીની ખાસ આવશ્યકતા છે. ખેતી, ઉદ્યોગ, અને વ્યાપાર એ દેશોન્નતિ માટેનાં મુખ્ય સાધનો છે. હુન્નરઉદ્યોગની સ્વતંત્રતા એ કોઇપણ પ્રજાની ઉન્નતિનું મોટામાં મોટું સાધન છે. હિંદના મંદ પડેલા હુન્નરઉદ્યોગની સ્થિતિ સુધારવા

માટે મહાન પરિશ્રમની સાથે આર્થિક મદદની પણ અત્યંત જરૂર છે. આ દેશના તમામ હુન્નરઉદ્યોગ નાશ થયા પછી ખેતીવાડીનો ઉદ્યોગ સજીવન હતો તે પણ ધીમે ધીમે કઢંગી સ્થિતિમાં આવી ગયો છે;–ને હજી આવતો જતો જણાય છે.–ખેડુતો કરતાં જમીન અધિક હતી તેને બદલે જમીન કરતાં ખેડુતો વધી ગયા છે. એટલે ખેતીનો વિસ્તાર વધારે થયો છે. જમીન ફળદ્રુપ હતી તે જમીન રસકસ વિનાની થઈ છે. હિંદમાં હુન્નરઉદ્યોગ ખીલવવા માટે નામદાર સરકારે હિંદી સભાસદો સાથે એક કમીશનની ઓણસાલ નિમનોક કરી છે. આ કમીશને ઇલાકાના મુખ્ય મુખ્ય શહેરોમાં સાક્ષીઓ લેવી પણ શરૂ કરી છે. દેશોદય માટેનું નામદાર સરકારનું આ સ્તુત્ય પગલું છે. પરંતુ શ્રીમંતોના હૃદયમાં હુન્નરઉદ્યોગની સ્વતંત્રતા માટેની તિવ્ર લાગણીઓ અને ઉત્કંઠા થવાની આ દેશની સાધનસંપત્તિ પ્રમાણે તેમજ કેટલાક સંયોગો પ્રમાણે વધુ જરૂરનું જણાય છે.

હિંદનો વહાણ બાંધવાનો જૂનામાં જૂનો ઉદ્યોગ તદ્દન નાશ થયો છે. આ ઉદ્યોગ સજીવન હતો તે સમયે પ્રજાને ઉત્તરોત્તર તેનું શિક્ષણ મળ્યા કરતું હતું. હવે આ ઉદ્યોગ ઉદાર આશ્રય અને શિક્ષણદ્વારા ફરી સજીવન થવા જરૂર છે.

ખેતી સંબંધી પ્રજાને માત્ર ઉપરચોટીઉં જ્ઞાન રહ્યું છે. જમીનની વાઘોટી ફરે તેમ માલીક પણ ફરે, અને ઘણાં વર્ષો સુધી એકની એક જમીન એક ધણીની માલીકીની ન રહે એટલે ઉપજમાં ઘટાડો આવે. કેમકે એ વિષયની સંસ્કારી–અનુભવી–કેળવણી વિનાના માલીકોથી સંતોષકારક કામકાજ થઈ શકે નહિ એ દેખીતું છે. જમીન કસ વિનાની થતી જાય અને પરિણામે ખેડુતો વધુ વધુ કરજવાન થતા જાય એ પણ દેખીતી સ્થિતિ છે. વિજ્ઞાનમાં ઇંગ્લાંડનું પ્રમાણ ૧૬.૬૦, ને અમેરીકાનું પ્રમાણ ૨૦.૦ છે ત્યારે હિંદનું પ્રમાણ ૨.૬૦ છે. આ આંકડા વાંચી ખેતીવાડી સંબંધી વધુ જ્ઞાન આપવા માટે તથા ખેડુતોને કરજથી મુક્ત કરી સ્વતંત્ર કરવા માટે ત્વરીત પગલાં લેવાની જરૂર છે અને એ પગલાં શિક્ષણદ્વારા લઈ શકાય તેમ છે તેવો સૌ કોઈ સ્વિકાર કરવાને આનાકાની કરશે નહિ.

ખેતીવાડી કૉલેજમાં સૂત્રોનું શિક્ષણ આપવું; જમીન કેમ ખેડવી, બીયાં કેમ વાવવાં વિગેરે ભાષણોદ્વારા સમજાવવા કરતાં વિદ્યાર્થીઓને ખેતરમાં લઈ જઈ ત્યાં વ્યવહારૂ જ્ઞાન આપવાની જરૂર છે. નદીમાંથી નહેરો કેમ કાઢી શકાય, નહેરોનું પાણી ખેતરમાં કેમ ઉપયોગમાં લઈ શકાય વિગેરે જ્ઞાનપણ ખેડુ

વિદ્યાર્થીઓનેજ નહિ પણ શાળામાં અભ્યાસ કરતા તમામ વિદ્યાર્થીઓને મળવું જોઇએ; અને તેટલા માટે માધ્યમિક શિક્ષણના અભ્યાસક્રમમાં ખેતીવાડીના વિષયને સ્થાન મળવાની ખાસ જરૂર મનાય છે.

## ધંધાસંબંધી કેળવણી.

આ કેળવણીના ત્રણ વિભાગ પાડી શકાય.

૧. કાયદાની કેળવણી.
૨. હુન્નરઉદ્યોગની કેળવણી.
૩. વ્યાપારી કેળવણી.

૧. કાયદાની કેળવણીનો પ્રચાર એટલો બધો બહોળો થઇ ગયો છે કે તે વાત સર્વત્ર જાણીતી થઇ ગએલી છે. અને વકીલો, બેરીસ્ટરો એ શબ્દો અને એનો ખપ એટલે દરજ્જે સમાગમમાં આવે છે કે એ વિષય ઉપર વિસ્તારથી લખવા જેટલો અવકાશ રહેતો નથી. હુન્નરઉદ્યોગની અને વ્યાપારી કેળવણી સંગીન મળતી હોય અને તેનું પરિણામ પણ સંતોષકારક આવતું હોય તો આ કેળવણી ઉપર પ્રજાનું લક્ષ ઓછું રહે એ સ્વાભાવિક છે. કાયદાની કેળવણીમાં ફેરફાર કરવાની અભિલાષા રાખવા કરતાં આ કેળવણી લેનારાઓને એટલી ભલામણ કરવી ઇષ્ટ માની શકાય છે કે કાયદાની કેળવણી લેવામાં હજારો રૂપીઆનો ખરચ કરવામાં લેશ-પણ સંકોચ થતો નથી ત્યારે તેવીજ રીતે હુન્નરઉદ્યોગની અને વ્યાપારી કેળવણી લેવામાં તેટલા હજારોનો પણ ખરચ થતો નથી માટે તે કેળવણી લેવામાંપણ તત્પરતા દાખવવી જોઇએ અને તેવી સંખ્યામાં દિન પ્રતિદિન વૃદ્ધિ થાય એવી પ્રબળ આકાંક્ષાઓ રાખવી જોઇએ. કેમકે કાયદાની કેળવણી જેટલી જરૂરની છે તેટલીજ હુન્નર ઉદ્યોગની કેળવણી જરૂરની છે. એટલેકે બંને કેળવણી જરૂરની છે.

૨–૩ આ કેળવણી કેટલી અગત્યની છે, અને તેની જરૂરીયાત હાલમાં કેટલી છે તે હમણાંને હમણાં પ્રજાને થતા અનુભવ ઉપરથી અને અનુમતિ ભરેલા તેમના વિચારોથી સાબીત થાય છે. હવે પ્રજાએ વાસ્તવિક સમજવા માંડયું છે કે જો દરેક માણસ કૉલેજની ઉચ્ચ કેળવણી લેવાનો પ્રયત્ન કરે તો આવા માણસો કે જેઓ ઉચ્ચ કેળવણી પામ્યા છે તેની સંખ્યા વિશેષ થાય અને ધંધા વિનાની કેળવણીના અભાવે ઘણાં માણસો–ધંધાવિના–રખડે. એટલા માટે થોડાક જુવાનીઆઓએ બીજા કોઈ લાભને માટે તો નહિ પણ

આ જ લાભના માટે-ઉદરપોષણાર્થે—આવી લાઇન લેવાની જરૂર છે. આપણે જોઇશું તો આવી કેળવણી અપાતી નથી તેના અભાવે આપણી આ લાઇનમાં ઘણીજ કઢંગી અને ગરીબ સ્થિતિ થઈ ગએલી છે. આપણા દૈનિક જીવનની દરેક જરૂરીયાતો આપણને બહાર તૈયાર કરાવવાની અને બહારથી લાવવાની જરૂર પડે છે. આ કારણને લઇને દરેક મનુષ્યને હુન્નરઉદ્યોગનું શિક્ષણ આપવું અત્યંત અગત્યનું છે. કાચો માલ આપણા દેશમાં દરેકે દરેક પ્રકારનો જથાબંધ અને ઘણા પ્રમાણમાં પાકે છે ને તે માલના ઉપર વધારે ખરચ કરીને ઉપયોગી ચીજો તૈયાર કરવાને માટે પરદેશ મોકલવામાં આવે છે, અને વધુ ભાવે પણ તે ચીજો પાછી મંગાવવી પડે છે. જો આવીજ ચીજો બનાવવાનું અત્રે અન્ય દેશોની જેમ શિક્ષણ આપવામાં આવે તો માત્ર થોડી કિંમતેજ તે ચીજો આપણે અત્રે મેળવી શકીએ. ઉપરના ખુલાસાથી સ્પષ્ટ રીતે માગણી કરવાને આપણને કારણો મળે છે કે માધ્યમિક શિક્ષણના અભ્યાસક્રમમાં હુન્નરઉદ્યોગના શિક્ષણને સ્થાન મળવા જરૂર છે.

યુવાનો જો આવી કેળવણીનો વાસ્તવિક લાભ લેવાને ઇચ્છતા હોય અને તેમનાં માબાપો અથવા વાલીવારસો તેમને આવી કેળવણીની લાયકાત ધરાવવાની ઇચ્છા રાખતાં હોય તો તેમને પહેલાં વિજ્ઞાનશાસ્ત્ર (Science) ની થોડી ઘણી પ્રાથમિક કેળવણી આપવી આવશ્યક ને વધુ હિતકર્તા છે. તે માટે હાલમાં હયાતી ધરાવનારાં ઇન્સ્ટીટયુશનો—જેવાં કે વડોદરા કળાભૂવન, વીકટોરીયા ટેકનીકલ ઇન્સ્ટીટયુશન—નો લાભ લેવો જોઇએ અથવાતો નિયમસર અપાવો જોઇએ: અને આ પ્રકારના શિક્ષણનો વિશેષ ફેલાવો કરવા માટે આવી વધારે સંસ્થાઓ હયાતિમાં આવવી જોઇએ.

આટલો અનુભવ થયા પછી તેઓને બહારના આવું જ્ઞાન ધરાવનારા અને તેમાં વિશિષ્ટરીતે આગળ વધેલા દેશોમાં સારા શિક્ષકોના હાથ નીચે શિક્ષણ અને અનુભવ લેવા મોકલવાની ખાસ જરૂર છે. જે વિદ્યાર્થીઓ પોતાને ખરચે આવો લાભ લઈ શકે તેમ છે તેના માટે કોઇપણ પ્રકારનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી; પણ જેઓ સારી સ્થિતિમાં ન હોય, અને ચાલાક બુદ્ધિશાળી તેમજ શોખ ધરાવનારા હોય, અને ભવિષ્યમાં ઘણા સારા નીવડવાની આશા આપતા હોય તેમને કોઇપણ દિશામાંથી—પછી ગમેતો સરકાર તરફથી અથવાતો ગામના સંભાવિત ગ્રહસ્થો તરફથી—દરેક પ્રકારની સહાનુભૂતિ મળવાની અત્યંત આવશ્યકતા છે. તેટલા માટે સ્કૉલરશિપો સ્થપાવી જોઇએ. હાલમાં સ્થપાયલી અને સ્થપાતી સ્કૉલરશિપોના આશ્રયદાતાને અભિ-

નન્દન ઘટે છે. પરંતુ પ્રમાણમાં પુરતી નથી. એટલે વિશાળક્ષેત્રવાળી અને પુરતી સ્કૉલરશિપોની જરૂર છે.

હુન્નરઉદ્યોગનું શિક્ષણ અભ્યાસક્રમદ્વારા એવું મળવું જોઇએ કે દરેકે દરેક મનુષ્ય સ્વતંત્રપણે પોતાનું ગુજરાન કરી શકે. હુન્નરઉદ્યોગની પરાધીનતાથી મુક્ત થવા માટે ૧ સ્વાશ્રય, ૨ વિજ્ઞાન ને ૩ ઉંચા જ્ઞાનની આવશ્યકતા છે. તેમજ નવી રીતોની સહાયથી દેશના જુના હુન્નરઉદ્યોગનો ઉદ્ધાર થવાનીપણ તેટલીજ જરૂર છે.

હિંદી પ્રજાની ભવિષ્યની ઉન્નતિ માટે હુન્નરઉદ્યોગની કેળવણી અને તેની સ્વતંત્રતા તરફ સંપૂર્ણ લક્ષ આપવાનું છે, અને તેટલા માટે પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓમાં અપાતા શિક્ષણમાં હુન્નરઉદ્યોગ અને વ્યાપારી કેળવણી જેવા મહત્વના વિષયોને સ્થાન મળવાની અત્યંત આવશ્યકતા છે.

અને તે સાથે છેવટે આપણે એટલુંપણ ઑન. મી. વાચ્છાના શબ્દોમાં કહીશું કે “જો હિન્દની ગરીબી વાજબી રીતે ઓછી કરવી હોય, જો અગણિત “લોકોના જથ્થાનાં સુખનું પ્રમાણ સંતોષકારક ચઢાવવું હોય. જો **કેળવણી** “અને આરોગ્યનો વેગ ઘણો વધારવો હોય તો પ્રથમ અને મૂળતત્વ નાણાં-“વિષયક સ્વતંત્રતાની એક સારી ઘડેલી અને વ્યવહારૂ યોજના છે. અમારા “લોકોએ લાંબા કાળથી નક્કી માન્યું છે કે જ્યાંસુધી તેઓને તેમના પોતાનાં “આર્થિક નસીબને ઘડવાની પૂર્ણ છૂટ મળશે નહિ ત્યાંસુધી જેવા રૂપમાં “આબાદ ઇંગ્લાંડ, આબાદ ફ્રાન્સ, આબાદ યુનાઇટેડસ્ટેટ્સ જણાય છે તેવાં “રૂપમાં આબાદ હિંદુસ્તાન જોવાની આશા ફોકટ છે. જે બ્રિટીશ પ્રજામાં “સાદી સમજ અને વ્યવહારૂ કુશળતા આટલી ભરપૂર છે તે બ્રિટીશ “પ્રજાએ, હું જે આ સુધારાને સર્વ બીજા સુધારાનો પાયો માનું છું તેની “અગત્ય માટે જાગ્રત થવાનું છે. ભવિષ્યમાં હાલનો વહીવટ સુધારવાને “માટે વિસ્તૃત લોકપ્રિય હકો સાથની વધારે સારી ધારાસભાઓ તમને “ભલે મળો. પણ જ્યાંસુધી વાણિજ્ય અને ઉદ્યોગહુન્નરના વિષયમાં સ્થિર “અને મજબુત પ્રગતિ કરવામાં કૃત્રિમ બંધનોથી હિન્દને જકડી લીધેલું છે “ત્યાંસુધી પ્રજાઓની હરોલમાં હિન્દે આગળ પડતું સ્થાન કાંઇપણ લેવાંની “આશાજ નથી. હિન્દુસ્તાનને હવે વધારે વખત એમ બાંધી ન “રાખવું જોઇએ.”

# ઉપસંહાર.

આ બધી માત્ર મનુષ્ય અંતઃકરણની ઉત્કૃષ્ટ ભાવનામય સંકલિત રૂપ-રેષા છે. પરંતુ સમયાનુસાર કુદરત પોતાને ગમતુંજ કરે જાય છે એટલે મનુષ્ય ઇચ્છા મૃગજળ સમાન છે. છતાં પણ "મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા" આ સૂત્ર પ્રમાણે આપણે એટલી મહત્વાકાંક્ષા પ્રદર્શિત કરી શકીએ કે પરમેશ્વર આપણને એવો શુભ દિવસ દેખાડે કે, જયારે કેળવણીનો પ્રચાર એટલો બધો વધી ગએલો માલુમ પડે કે રસ્તામાં ચાલતા ભીખારીઓ, રસોઇઆઓ, અને મજુરો પણ પ્રાચીન સમયના જમાનાઓની પ્રજાની માફક કેળવણી લીધેલા મળી આવે.

નામદાર પરમ કૃપાળુ બ્રિટીશ સરકારને પરમાત્મા તરફથી આ પ્રજાને જે એક પવિત્ર ટ્રસ્ટ (Trust) તરીકે સોંપવામાં આવેલ છે; તે આ દેશની પ્રજાને તેમના સંસ્કારી જીવનથી હજીપણ વિશેષે કરીને દરેક પ્રકારની સહાનુભૂતિ આપી, ખાસ કરીને કેળવણીનો પ્રચાર એટલો બધો વિશિષ્ટ અને પ્રશસ્ત કરી દેશે કે હાલમાં ૫ ગામે ૧ સ્કૂલ અને ૪ છોકરે ૧ છોકરો અભ્યાસ કરતો જણાય છે તેને સ્થાને અભણ કુટુંબવાળું એકે ગામ નહિ રહે, અને અભણ માણસવાળું પણ એકે કુટુંબ નહિ રહે; અને એમ થવા જગતનિયંતા પ્રતિ પ્રાર્થના છે કે પ્રભુ! એ સમય સત્વર સમીપ આપો.



## સ્વ. ભાઈ હીરજી ટાપણુ સ્મારક ફંડ ઈનામી નિબંધના

# નિયમો.



૧ નિબંધ ફૂલ્સકેપ કાગળની એક બાજુએ અર્ધો હાંસીઓ રાખીને શાહીથી સ્વચ્છ અક્ષરે લખેલો હોવો જોઇએ.

૨ નિબંધની શૈલી અને ભાષા, વિષયની મહત્તા જાળવી સરળ અને સાદી અર્થાત સામાન્ય વર્ગથી પણ સમજી શકાય એવી હોવી જોઇએ તેમજ નિબંધ મૂળ મુદ્દા ઉપરજ લખાયલો હોવો જોઇએ; અને તે કોઈપણ પ્રકારના અંગત આક્ષેપોથી મુક્ત હોવો જોઇએ.

૩ નિબંધ ૩૦ પાનાથી ઓછો ન હોવો જોઇએ તેમજ ૫૦ પાનાથી વધારે પણ ન હોવો જોઇએ. છતાં કોઈ નિબંધના વધુ પાનાં થતાં હશે અને તે બાબત કમિટીને મહત્વની જણાશે તો કમિટીને યોગ્ય જણાયેથી તેવો ભાગ રાખવામાં આવશે.

૪ નિબંધ જાહેર થએલી મુદ્દત સુધીમાં મોકલી આપવો જોઇએ. ત્યાર પછી આવેલો નિબંધ સ્વિકારાશે નહિ.

૫ જો નિબંધ ઈનામને યોગ્ય હશે તોજ ઇનામ આપવામાં આવશે.

૬ આવેલા નિબંધો મુકરર થએલી કમિટી તપાસશે અને તે કમિટીનો નિર્ણય છેવટનો નિર્ણય ગણાશે.

૭ ફતેહમંદ નિબંધ છપાવવાનો અધિકાર સ્વ. ભાઈ હીરજી ટાપણુ સ્મારક ફંડ કમિટીને રહેશે.

૮ ફતેહમંદ લેખકને જાહેર કરેલા ઈનામના રૂપીયા ભાટીઆ મિત્ર-મંડળના વાર્ષિક મેળાવડા વખતે—એટલે વિક્રમ સંવતના શરૂ થતા નૂતન વર્ષના કાર્તિકમાસમાં—આપવામાં આવશે.

૯ પાસ થએલ નિબંધ છપાય ત્યારે તેનાં પ્રુફો લેખકે તપાસી આપવાં જોઇશે; તે વખતે પોષ્ટ વિગેરેનો જે ખર્ચ થશે તે કમિટીને જણાવવાથી આપવામાં આવશે.

૧૦ નાપસંદ થએલો નિબંધ ટીકીટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

મંત્રીઓ.

"સમસ્ત—હિંદ—દેશમાં સ્થળે સ્થળે સ્કૂલની હાર પથર લોકો વધારે સારા શહેરીઓ બને તે જોવાની મારી ખ્વાએશ

**શ્રી સમ્રાટ પંચમ જ**

---

"બ્રિટીશ રાજ્યની ઉન્નતિકારક દેખરેખ નીચે એક સૈકાથી વધારે વખત ગાળ્યા છતાં અને જનસમાજને કેળવણી આપવાની નીતિ સ્પષ્ટ રીતે ગ્રહણ કરવામાં આવેલી હોવા છતાં દેશની વસ સેંકડે ૯૫ ટકા લખી વાંચી શકતા નથી. એ બીના શું ભયાનક નથી?"

**ઑન. મી. ચીમનલાલ એચ. સેતલ**

---

"મૂળ કેળવણી મફત અને ફરજીયાત કરવી અને દરેક પ્રક ઉચ્ચ કેળવણી ફરજીયાત ઠરાવવી. કેળવણી માટેના ખર્ચમાં જે પણ વધારો કરવામાં આવશે એટલા માટે હિન્દીપ્રજા વધતામાં વ સંતોષ જાહેર કરશે."

**મહર્ષિ દાદાભાઇ નવરોજજી, એલ. એલ**

---

"એવું કોઇપણ જાતનું કારણ નથી કે—મફત અને ફરજી કેળવણી—આપણને ન મળે એમ આપણે આશા ન રાખી શકે દરેક સુધરેલી સરકાર પોતાની પ્રજાને સંસ્કારી બનાવવાના જે પ્રયત્નો કરે છે તેવી, આપણી સરકાર પાસેથી દરેક પ્રકારની અ રાખવાનો આપણને સંપૂર્ણ હક્ક છે."

**સ્વ. ઑન. મી. ગોપાળ કૃષ્ણ ગોખ**
**સી. આઇ**

---

"ઘણા દેશોમાં છે તે પ્રમાણે આ દેશમાં પણ પ્રાથમિક વણી મફત અને ફરજીયાત કરવાનો વખત હજી શું નથી આવ્ મને તો લાગે છે કે આપણે ઘણો કીમતી વખત નકામો ગુમાવ્યો અને હવે આ જેમ બને તેમ જલદી હાથ ધરીએ તેમ સારૂં...

**ઑન. મી. ચીમનલાલ એચ. સેતલ**